# નગર કીર્તન

મહાત્માજીના હીરક મહોત્સવ પ્રસંગે
સેવાસંઘ તરફથી છપાવી.

પ્રસિદ્ધ કરનાર
ચન્દ્રકાન્ત મણીલાલ પરીખ
મંત્રી—"સેવાસંઘ" કપડવંજ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦
સને ૧૯૨

ક: પુરૂષોતમદાસ શંકરદાસ "ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ફર્નાન્ડીઝ બ્રીજ, રીચીરોડ—અમદાવાદ.

કીંમત ૦-૨-૬

# સેવાસંઘ ખાદી વિભાગ
## અને
# સ્વદેશી વસ્તુ ભંડાર.

સેવાસંઘની અનેકવિધ પ્રવૃત્તિઓમાં આની



સેવાસંઘની દરેક પ્રવૃત્તિઓથી માહીતગાર થવું અને તેમાં રસ લઇ સક્રિય મદદ કરવી એ પ્રત્યેક કપડવંજ નિવાસીની ફરજ છે.

---

# નગર કીર્તન

મહાત્માજીના હીરક મહોત્સવ પ્રસંગે
સેવાસંઘ તરફથી છપાવી
પ્રસિદ્ધ કરનાર

ચન્દ્રકાન્ત મણીલાલ પરીખ
મંત્રી—"સેવાસંઘ" કપડવંજ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦
સને ૧૯૨૯

મુદ્રકઃ પુરૂષોતમદાસ શંકરદાસ "ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ફર્નાન્ડીઝ બ્રીજ, રીચીરોડ—અમદાવાદ.

કીંમત ૦—૨—૬

# બે બોલ

કપડવંજ ગામમાં મહાત્મા ગાંધીજીનો જન્મોત્સવ વિદ્યાર્થી મંડળ પ્રતિવર્ષે ઉજવે છે. ઉત્સવ અગાઉ થોડા દિવસથી તેઓ શેરીએ શેરીએ ફરીને નગરકીર્તન કરે છે. તે સમયે ગવાતાં કેટલાંક કીર્તનો અને દેશકાળને બંધ બેસતાં બીજાં કેટલાંક રાષ્ટ્રિય કાવ્યોનો સંગ્રહ વિદ્યાર્થી મંડળે પુસ્તક આકારમાં સન ૧૯૨૫માં બહાર પાડ્યો હતો તેની ૫૦૦ નકલો પૈકી કેટલીક નકલો ભેટ તરીકે આપવામાં આવી હતી. બાકીની નકલોના વચાણનું ઉત્પન્ન રૂ. ૩૫-૦-૦ થયું છે.

પ્રથમ આવૃત્તિની નકલો ખલાસ થઇ જવાથી બીજી આવૃત્તિ કાઢવાની જરૂર જણાઇ છે મહાત્માજીના હીરક મહોત્સવ જેવો સુંદર પ્રસંગ પ્રાપ્ત થતાં સુધારા વધારા કરેલી બીજી આવૃત્તિ સેવાસંઘ ધ્વારા બહાર પાડતાં અમને આનંદ થાય છે. મહાત્માજીને ૬૦ વરસ પુરાં થાય છે. એની યાદગીરીમાં આ આવૃત્તિમાં ૬૦ કાવ્યો રાખવાનો આગ્રહ રાખ્યો છે.

પ્રથમ આવૃત્તિમાંથી કેટલાંક કાવ્યો હવે બીન ઉપયોગી લાગવાથી કાઢી નાખવામાં આવ્યાં છે. જ્યારે નવિનતા અને વિવિધતા ખાતર કેટલાંક ઉમેરવામાં આવ્યાં છે.

વિદ્યાર્થી મંડળના ઘણા સત્કાર્યોમાં રા. મોહનલાલ હરગોવિંદદાસની કું. નો ઉદાર હાથ હોય છેજ. પ્રથમ આવૃત્તિનું ખર્ચ તેમણે આપ્યું હતું. તેના વેચાણના રૂ. ૩૫-૦-૦ જતાં આ આવૃત્તિ છપાવવાના બાકીના રૂપીઆ ૩૭-૦-૦ પણ તેમના તરફથી મળ્યા છે.

આશા રાખવામાં આવે છે કે વાંચકો આ બીજી આવૃત્તિ ટુંક સમયમાં ખલાસ કરીને આથીએ મોટા સંગ્રહ કરવા સેવાસંઘને ફરજ પાડશે.

વિદ્યાર્થી મંડળને પોતાના પ્રથમ પ્રયાસ દરમ્યાન સ્વ૦ પૂજ્યશ્રી હરિલાલ માણેકલાલ દેસાઇની પ્રેરણા અને મદદ મળેલી. એઓશ્રીના અવસાનથી વિદ્યાર્થી મંડળને ઘણી ભારે ખોટ પડી છે. સદગત્ હરિલાલભાઇને આ પ્રસંગે યાદ કરતાં આંખો અશ્રુભીની થાય છે. ઇશ્વર એમના આત્માને શાન્તિ અર્પો એજ અભ્યર્થના ! ! **अस्तु**

કપડવંજ
રેંટીઆ બારશ
સં. ૧૯૮૫

**પ્રકાશક**

# અનુક્રમણિકા.

## ગાંધીજી.

# પ્રથમ પંક્તિ પ્રમાણે કાવ્યાનુક્રમ.

# નગર કીર્તન.

## ૧

## સદ્વાંછના.

### હરિગીત.

સૌની નસોમાં પૂર્વજોના પુણ્ય રક્તપ્રવાહ હો,
ગુણ, શીલ, સાહસ, બલ તથા સૌમાં સદા ઉત્સાહ હો.

સૌના હૃદયમાં સર્વદા સમવેદનાનો દાહ હો,
અમ પર તમારો પ્રેમ હો, તમ પર અમારો પ્રેમ હો.

વિદ્યા, કલા કૌશલ્ય પર સૌનો અટલ અનુરાગ હો,
ઉદ્યોગનો ઉન્માદ હો, આલસ્ય અઘનો ત્યાગ હો.

સુખ દુઃખમાં એકત્ર રહી સૌ ભાઇઓનો ભાગ હો,
અંતઃકરણમાં ગૂંજતા રાષ્ટ્રીયતાના રાગ હો.

કઠિનાઇઓની મધ્ય અધ્યવસાયનો ઉન્મેષ હો,
જીવન સરલ હો, તન સબલ હો, મન વિમલ સવિશેષ હો.

છૂટે કદાપિ ન સત્ય પથ નિજદેશ હો કે વિદેશ હો,
અખિલેશના આદેશ જે, તે સર્વના ઉદ્દેશ હો.

આત્માવલંબન એ અમારી મનુજતાના મર્મ હો,
ષડરિપુના સંગ્રામમાં ચારિત્ર્યરૂપી વર્મ હો.

ભીતર અલૌકિક ભાવ હો, બહીર જગતનું કર્મ હો,
પ્રભુ ભક્તિ પરહિત અને નિશ્ચલ નીતિ એ ધ્રુવ ધર્મ હો.

ઉપલક્ષની પાછળ કદી વિગલિત ન જીવન-લક્ષ હો,
જ્યાં સુધી રહે આ પ્રાણ તનમાં પુણ્યનો વળી પક્ષ હો.

કર્તવ્ય એકજ એક પાવન નિત્ય નેત્ર સમક્ષ હો,
સંપત્તિ યા વિપત્તિનાં વિગલિત કદાપિ ન લક્ષ હો.

આ વેદના ઉપદેશનો સર્વ સ્થળે પ્રસ્તાવ હો,
સૌહાર્દ સાથ મતૈક્ય હો, અવિરૂદ્ધ મનના ભાવ હો.

સૌ ઇષ્ટ ફળ પામે પરસ્પર પ્રેમ રાખીને સદા;
નિજ યજ્ઞભાગ સમાનતાથી દેવ લે છે સર્વદા.

સૌ સૌ નિરાશાએ રહે, વિશ્વાસ આ દૃઢ મૂળ જે,
આ આત્મલીલા ભૂમીને આ વિભુ નહિ ભુલી શકે.

અનુકૂળ અવસરપર દયામય ફરી દયા દેખાડશે,
એ દિન અહીં ફરી આવીશું, ફરી આવીશું, ફરી આવીશું.

( મૂળ હિંદી ઉપરથી અનુવાદ. )

હરિલાલ માણેકલાલ દેસાઇ.

---

# ૨

## હરિ ૐ

ભૈરવી—ત્રીતાલ.

તુજ શરણું એ અમ પરમ ક્ષેમ.
હરિ ૐ હરિ ૐ.

કંઈ વિવિધ શાસ્ત્ર અજવાળાં;
સાધુ સંતની ઉર જ્વાળા;
નભ મંડલની દીપ માળા.
ફરે પ્રદક્ષિણા તુજ સૂર્ય સોમ! હરિ ૐ.

વન વનની વિપુલ સમૃદ્ધિ;
મહાજનની અઢળક બુદ્ધિ;
બ્રહ્માંડ ગાજતું નિરવધિ:
તુજ ચરણ ઢળે નમી સકલ ભોમ! હરિ ૐ.

પંચેંદ્રિય પંચ શિખાયે;
મન વાણી કર્મ જીવ કાયે;
અમ જીવનની કળા કળાયે:
તુજ કરે આરતી રોમ રોમ! હરિ ૐ.

ન્હાનાલાલ કવિ.

---

# ૩

## જય જગદીશ હરે.

જય જગદીશ હરે.
ભક્ત જનોંકા સંકટ છિન મેં–દૂર કરે: જય૦

જો ધ્યાવે ફલ પાવે, દુઃખ વિનસે મન કા.
સુખ સંપત્તિ ગૃહ આવે, કષ્ટ મિટે તનકા.
માત પિતા તુમ મેરે, શરણુ ગ્રહું કિસકી,
તુમ બિન ઔર ન દૂજા, આશ કરૂં જીસકી. જય૦

તુમ પૂરણુ પરમાત્મા, તુમ અંતર્યામી.
પારબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી:
તુમ કૃપા કરૂણાકે સાગર, તુમ પાલન કરતા;
મેં મૂરખ ખલ કામી, કૃપા કરો ભરતા. જય૦

તુમ હો એક અગોચર, સબકે પ્રાણુપતિ,
કિસવિધ મિલું ગુસાંઇ, તુમકો મેં કુમતી;
દીનબંધુ દુઃખ હરતા, ઠાકુર તુમ મેરો,
અપને હાત ઉઠાવો, દ્વાર પર્યો તેરો;
વિષય વિકાર મિટાવો, પાપ હરો દેવા,
શ્રદ્ધા ભક્તિ બઢાવો, સંતનકી સેવા. જય૦

---

# ૪

## પ્રભુ પ્રાર્થના.

( શિખરિણી. )

પ્રભો અંતર્યામી, જીવન જીવના દીન શરણા,
પિતા માતા બંધુ, અનુપમ સખા હિત કરણા;
પ્રભા કીર્તિ કાંતિ, ધન વિભવ સર્વસ્વ જનના,
નમું છું વંદું છું, વિમલમુખ સ્વામી જગતના. ૧

સહુ અદ્ભૂતોમાં, તુજ સ્વરૂપ અદ્ભૂત નીરખું,
મહા જ્યોતિ જેવું, નયન શશી ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવી ઉંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથીએ, પર પરમ તું દૂર ઉડતો. ૨

પ્રભો તું આદિ છે, શુચિ પુરૂષ પુરાણ તુંજ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તુંજ છે,
અમારા ધર્મોનો, અહરનિશ ગોપાલ તુંજ છે,
અપાપી પાપીનું, શિવસદન કલ્યાણ તુંજ છે. ૩

પિતા છે એકાકી, જડ સકળ ને ચેતન તણો,
ગુરૂ છે મોટો છે, જનકુલ તણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા તુંથી, અધિક પછી તો કોણુજ હશે ? ૪

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કારજ હજો. ૫

અસત્યો માંહીથી, પ્રભુ, પરમ સત્યે તું લઇ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઇ જા:
મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઇ જા,
તું હીણો હું છું તો, તુજ દરસનાં દાન દઇ જા. ૬

પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી, સકળ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી,
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી. ૭

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇંદ્રિયોની, મુજ મન વિષે ભાવજ સ્મરૂં:
સ્વભાવે બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઇક કરૂં,
ક્ષમા દ્રષ્ટે જો જો, તુજ ચરણમાં નાથજી ધરૂં. ૮

ન્હાનાલાલ કવિ.

———————

## ૫

## યાચના.

હે પ્રભો ! હે જ્ઞાનદાતા ! જ્ઞાન હમકો દીજીએ;
શિઘ્ર સારે દુર્ગુણોંસે દૂર હમકો કીજીએ.
લીજીએ તેરી શરણમેં હમ સદાચારી બને;
બ્રહ્મચારી, ધર્મ રક્ષક, વીર વ્રતધારી બને.
ગત હમારી આયુ હો, પ્રભુ લોક કે ઉપકારમેં;
હાથ ડાલેં હમ કભી ક્યોં, ભૂલ કર અપકાર મેં.
કીજીએ હમ પર કૃપા, ઐસી અહો પરમાત્મા;
મોહ, મદ, મત્સર રહિત, હોવે હમારી આતમા.

---

## ૬

## સીતારામનાં સન્તાન.

સીતારામનાં સન્તાન !
પૂણ્ય ભૂમિનાં સન્તાન !
આવો હો ! રામનામ ઝીલવા.

નીતિ રાજ્ય નિપુણતામાં, રામ રાજ્ય શોભતું;
સ્નેહ લગ્ન શુદ્ધતામાં, રામ જીવન ઓપતું.
એવાં મોંઘેરાં ગાન,
પ્રભુ ગીતડાંને તાન.
આવો હો ! રામ નામ ઝીલવા.

માતૃપ્રેમ–પિતૃપ્રેમ-ભ્રાતૃપ્રેમ દર્શાવા
પતિપ્રેમ–પત્નિપ્રેમ–મિત્રપ્રેમ નિરખવા;
રામ જીવનમાં માન,
લઇ, ભારતી સન્તાન !
આવો હો ? રામ નામ ઝીલવા.

શાન્તી અનેરી જગે શીયળમાં જણાતી;
કાન્તી રૂડેરી બ્રહ્મચર્યમાં ગણાતી;
એક વચન એક બાણુ,
એવાં રામનાં સન્તાન,
આવો હો ! રામ નામ ઝીલવા.

પુનિત પગલે ગૃહે ગૃહે સીતાસતી પધારે,
પત્નિ ભક્ત પતિ રામ જીવનમાં ઉતારે,
હિંદ સ્વર્ગને સમાન;
રામ સીતાને ગાન;
સહુ ભારતી સન્તાન !
આવો હો ! રામ નામ ઝીલવા.

ગોકુલદાસ રાયચુરા.

# ૭

# અન્તરમમ

( ભૈરવી અથવા આશાવરી. )

( દ્રુત ચાર તાલ. )

અન્તર મમ વિકસિત કર અન્તર તર હે,
નિર્મલ કર ઉજ્જવલ કર, સુંદર કર હે. અન્તર૦

જાગૃત કર ઉદ્યત કર, નિર્ભય કર હે,
મંગલ કર નિરલસ, નિઃસંશય કર હે. અન્તર૦

યુક્ત કર હે સબાર સંગે, મૂક્ત કર હે બંધ,
સંચાર કર સકલ કર્મે શાન્ત તોમાર છંદ. અન્તર૦

ચરણ પદ્મ મમ ચિત્ત, નિષ્પંદિત કર હે,
નંદિત કર નંદિત કર, નંદિત કર હે. અન્તર૦

( કવિવર ટાગોરના બંગાળી ઉપરથી.

---

# ૮

# પ્રાર્થના

કરો રક્ષા વિપદ માંહી, ન એવી પ્રાર્થના મારી.
વિપદથી ના ડરૂં કો દી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
ચહું દુઃખ તાપથી શાન્તિ, ન એવી પ્રાર્થના મારી,
સહુ દુઃખો શકું જીતી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
સહાયે કો ચહી આવે, ન એવી પ્રાર્થના મારી,
તૂટો ના આત્મબળ દોરી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
મને છળ હાનિથી રક્ષો, ન એવી પ્રાર્થના મારી,
ડગું ના આત્મ પ્રતિતીથી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
પ્રભો ! તું પાર ઉતારે, ન એવી પ્રાર્થના મારી.
તરી જાવા ચહું શક્તિ, પ્રભો ! એ પ્રાર્થના મારી.
તું લે શિર ભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી,
ઉઠાવી હું શકું રહેજે, પ્રભો ! એ પ્રાર્થના મારી.
સુખી દિને સ્મરૂં ભાવે, દુઃખી અંધાર રાત્રીએ.
ન શંકા તું વિષે આવે, પ્રભો ! એ પ્રાર્થના મારી.

(કવિવર ટાગોરના બંગાળી ઉપરથી.)

# ૯

# શુભ શું કર્યું?

---

શું શું કર્યું ? ઓ માનવી ! શુભ શું કર્યું ?
ત્હેં શું કર્યું ?
ક્હે શું કર્યું ?
દિશદિશ મહીંથી અનિલ આવે ઉડતા,
દશ દિશ ને દિગ્પાળની કંઇ કંઇ કથનીઓ લાવતા;
ને ગભીર શબ્દે પૂછે સૌ સુણનારને,
ઓ માનવીના બાલ ! કહે, ત્હેં શું કર્યું ?
શુભ શું કર્યું ?
દુનિયાની ભૂલભૂલામણી જો ! વિસ્તરી;
કો દુઃખી, કોઇ અપંગ છે;
કો અભણ, કોઇ અનાથ છે;
દુનિયા જળે સ્થળસ્થળે દવમાં કારમા;
એ ઝાળના તનખા ઉડે છે આભમાં;
દુનિયા તણા ને આભના વારસ ! કહે, ત્હેં, શું કર્યું ?
શુભ શું કર્યું ?
આ વૃદ્ધ ને થાકેલ ભારત જો ! ફરી;
જો ! ગરીબી અજ્ઞાનતા ઘટઘટ ભરી;

ત્યાં દેહ ને દેહીતણા મંદવાડ જો !
સુકાં સરિત ને ધેનુ પૃથ્વી ફ્ડાડ જો !
ઓ બોલ, ભારતપુત્ર ! ભારત કાજ, ત્હેં શું શું કર્યું ?
શુભ શું કર્યું ?

ને એ વડા સંહાર જો !
એ મૃત્યુપાયાં ઝહરનાં હથિયાર જો !
જો ! યોજનોના મોરચા માંડયા ફ્હણેઃ
જો ! જો ! પ્રજાઓ પાપની લણણી લણેઃ

ઓ પુણ્યનાં સન્તાન પુણ્ય પ્રસારવા ત્હેં શું કર્યું ?
શુભ શું કર્યું ?

ને પાપનો પરિવાર જો !
અવિવેકી વિષયવિહાર જો !

એ આંખડીની મોહિની, એ અંગના અભિલાષ જો !
એ ઇન્દ્રિયોનાં બંડ ને સાધુત્વનાં ખંડેર જો !

એ અગ્નિ ભભૂકે અંગઅંગ, શમાવવા ત્હેં શું કર્યું ?
એ મોહ મટી ને સ્નેહ પ્રગટે, એવું તેં શું શું કર્યું ?
શુભ શું કર્યું ?

ઓ ગુરો ! ઓ આચાર્ય ! ઓ બ્રાહ્મણ ! કહે, ત્હેં શું કર્યું ?

સંસારીઓ સંસારમાં વહતા ભૂલે,
વૈરાગીઓ વૈરાગ્યમાં ઉગ્રતા ભૂલે,

ઓ ! સહુ ભૂલે અણભૂલ પ્રભુને અવસરે;

જો ! વીસરવાનું ન વીસરે, અણુવીસરવાનું વીસરે;
પ્રભુના પનોતા પુત્ર ! પ્રભુ કાજે, કહે; ત્હેં શું કર્યું ?
શુભ શું કર્યું ?

જો ! બ્રહ્મ બ્રહ્માંડે ભર્યો,
બ્રહ્માંડપર પણ એક બ્રહ્મજ ઉભર્યો;

જો ! આ દિશા ને કાલનાં વન, એય વનની પાર જો ?
જો ! ભર્ગ એકજ ભાનુના ઉભરાય, એ ધનધાર જો ?
એ અંજલિ ભરી વિશ્વને પાવા, કહે, ત્હેં, શું કર્યું ?
શુભ શું કર્યું ?

ઓ બોલ, મનુના બાલુડા ?
કંઇ બોલ દે શુભના રૂડા;

કંઇ ઝહર-કંઇ દુઃખો જગતનાં ઉતરે,
કંઇ અમૃત-કંઇ કલ્યાણ જગનાં પાંગરે,

કંઇ જગઝ્ઝાળ બૂઝાય, ને કંઇ રૂદનનાં સ્મિત થાય, ને
જડમાંહિ ચેતન પ્રગટતાં અન્ધાર અજવાળાય એ:
અયિ ! બોલ, પ્રભુના બાલ ! પ્રભુનું કાજ ત્હેં શું શું કર્યું ?
ત્હેં શું કર્યું ?
કહે શું કર્યું ?

શું શું કર્યું ? ઓ માનવી ! શુભ શું કર્યું ?

ન્હાનાલાલ પટેલ.

# ૧૦

## નવા યુગનું પ્રભાતિયું

(નરસિંહ મહેતાના જ્યાં લગી આતમાતત્વ ચીન્યો નહિ,
એ થોડાક ફેરફાર સાથે )

### પ્રભાતિયું

જ્યાં લગી દેશહિત તત્ત્વ ચીન્યો નહિં,
ત્યાં લગી સંપત્તિ સર્વ જૂઠી;
લાખ ને ક્રોડથી વિત્તસંગ્રહ કરો,
જાણજો એ બધું રાખ મૂઠી. ૧

શું થયું માલ પરદેશનો લાવીને:
એકના ચોગણા દામ લીધે;
શું થયું માલ કાચો ભરી સ્ટીમરો,
મોકલી લક્ષધા લાભ કીધે. ૨

શું થયું ખૂબ ભણી ઉંચી ડીગ્રી થકી,
શું થયું માન ઇલકાબ લીધે:
શું થયું કોટ ને હેટ ધાર્યા થકી,
શું થયું જ્ઞાનજલ પાન કીધે. ૩

શું થયું ઉકળીને ખૂબ ભાષણ વદે,
શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું દેશ પરદેશ સેવ્યા થકી,
શું થયું વરણના ભેદ જાણે. ૪

એ છે વ્યવહાર સહુ પેટ ભરવા તણા,
દેશનું હિત તેમાં ન જોશો;
દેશનાં હિતનાં તત્ત્વદર્શન વિના,
રત્ન ચિંતામણી જન્મ ખોશો. ૫

**હિમ્મતલાલ ગણેશજી અંજારીયા.**

---

# ૧૧

## વંદેમાતરમ.

સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્—વન્દેમાતરમ્
શુભ્ર જ્યોત્સ્નામ્ પુલકિત યામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્—વન્દેમાતરમ્
ત્રિંશત્કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે
દ્વિત્રિંશત્કોટિ ભુજૈધૃત ખર કલબાલે ?
કે બોલે મા તુમિ અબલે ?
બહુ બલધારિણીમ્ નમામિ તારિણીમ્
રિપુદલ વારિણીમ્ માતરમ્—વંદેમાતરમ્.

**—બંકીમચંદ્ર ચટોપાધ્યાય.**

---

# ૧૨

## માતૃભૂમિની વંદના.

અય માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉ—ટેક

માથે પે તું હો ચંદન, છાતીપે તું હો માલા,
જીવ્હા પે ગીત તું હો, મેં તેરા નામ ગાઉં—અય.

જિસસે સુપૂત ઉપજે શ્રી રામકૃષ્ણ જેસે,
ઉસ તેરી ધુલીકો મેં નીજ શીષ પે ચઢાઉં—અય.

માની સમુદ્ર જિસકી, ધુલીકા પાન કરકે;
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉ—અય.

વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ;
ગોરે રહે ન કાલે, તુઝકો હી એક પાઉ—અય.

સેવામેં તેરી સારે ભેદોંકો ભૂલ જાઉં
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનુ સુનાઉ—અય.

તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર બલિદાનમેં ચઢાઉં—અય.

ઇન્દ્ર.

# ૧૩

## ખાકે હિન્દ*

અયિ ! હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમીનિધિ કૈં કુદરત તને નવાજે;
તુજ ભાલપટ સનાતન સૌંદર્ય તેજ રાજે,
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;

પ્રતિ પ્રાતઃ બાલ ભાનુ તુજ આરતી ઉતારે!
હિમાદ્રિ–કેશ તારા કિરણો થકી સમારે.

સંસ્કૃતિ–પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે;
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ રહાઇ, દોરે ભૂલ્યાંને દ્વારે;

ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દઆંગણ રેલી ઉષા યુવાની.

પુરાણ દેવ ભૂમિ કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરમદે[1] નીજ અહિં દેહને પ્રજાળી;

---

* ૧૯૧૬ની કોંગ્રેસમાં મૂળ ઉર્દુ કાવ્ય ગવાયલું અને તેને પંડિત માલવીયાજીએ રૂ. ૫૦૦ ની કિમ્મતે ખરીદેલું.

૧. મોગલ સમયનો એક પ્રખ્યાત ફારસી કવિ. એણે હિન્દના સૌન્દર્યથી લોભાઈ પોતાની જન્મભૂમિ ઈરાનને તજી હિન્દમાં પોતાનું જીવન વ્યતીત કર્યું હતું.

ચોથી પ્રત્જાવ પ્રીતે કૈં અકબરે ઉજાળી;
સિંચી રુધીરે રાણે[2] સુરવાડી આ રસાળી,

આ ભૂમિની સમાધે શૂરવીર સૌ સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણમૂલી મતા છે.

ખંડેર જીર્ણ એ કૈં શૂરકીર્તિ હજી કળે છે,
જેનાં અમારી રગ રગે ઉન્હાં રુધીર વહે છે.
દેવો ચઢી વિમાને હજી એ ધ્વનિ શ્રવે છે,
એ કીર્તિ ઘોષ હજીએ અમ કાનમાં રવે છે;

કાશ્મિર શું ન દાખે કંઇ સ્વર્ગ રંગ હજીએ ?
વહતી ન શું પ્રતાપી પુનિત ગંગ હજીએ ?

માધુર્ય ને મૃદુતા એનાં એ ફૂલ ફૂળોમાં,
કરતા કલા કલાપી આજે યે જંગલોમાં;
ઘન વીજના કડાકા એના એ વાદળોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં.

એની એ સંસ્કૃતિ કૈં દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને.

---

૨ પ્રતાપ રાણો.

## ૧૪

## જન્મભૂમિનું જયમંગળ.

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—
રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલય ઉછાળીએ— જય૦
જનની અંક ઝૂલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ–ઉજાસથી બધું ઉજાળીએ— જય૦
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો:
વીર ધર્મથી ધરા સદા ધ્રૂજાવીએ— જય૦
સત્યથી સચવાય સ્વત્વ સમજીએ થઇ પ્રવૃત્ત;
ધુમીએ ઝઝુમી, જંગ તો મચાવીએ— જય૦
ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડીએ.
દોરને દમામ દેશનો જમાવીએ— જય૦
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિ યજ્ઞ યોજીએ;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦
મા તું દીન દુભાય છે, સપુત ! પીડા પીછાનીએ;
દુઃખ દીપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ;
આત્મભાવથી બધું પ્રભુમય પીછાનીએ— જય૦

લલિત.

—

# ૧૫

## અમારો દેશ સારો છે.

( ગઝલ. )

જગતના સર્વ દેશોમાં, અમારો દેશ સારો છે;
ભલે ભૂલો કરે તો યે, અમારો દેશ સારો છે.
સરસ પહાડો અમારે ત્યાં, સરસ નદીઓ અમારી છે;
સરસ ફૂલો સદા ઉગે, અમારો દેશ સારો છે.
પશુ પંખી જુદાં જુદાં, અમારા દેશમાં બહુએ;
બધી ચીજો અહિં પાકે, અમારો દેશ સારો છે.
અમારા દેશમાં સતીઓ, અમારા દેશમાં સાધુ;
અમારા દેશમાં સૌ છે, અમારો દેશ સારો છે,
પ્રભુનો પાડ માનીશું, અમોને જન્મ અહિં દીધો;
સદા ગર્વે અમે કહીશું, અમારો દેશ સારો છે.

ડૉ. ચંદુલાલ

---

# ૧૬

## અમે તો ભરત ભૂમિનાં બાળ.

અમે તો ભરત ભૂમિના બાળ, અમોને કેવળ એ પર વ્હાલ,
નિરંતર કેવળ એ પર વ્હાલ.

સ્વર્ગ સમી પરભૂમિ સુંદર ભલે રસમાં રમનાર,
અમ અંતરમાં એને તેજે પળ ભર નહિ ચમકાર—અમે.

રંક ભલે માત અમારી તદપિ તે અમ પ્રાણ,
હૈયા ગેલ સલુણા દેતી શીખવે ઉન્નત ગાન—અમે.
અવર ભૂમિની ભુરકીમાં નહિ ભરત અમે ભુલનાર.
પરમાત્માનાં લાડ લુખેરાં તે શું દુઃખ દળનાર—અમે.
અનેક વ્રત કંઇ અમે ઉજવશું ઝગતા સુર ઝણકાર,
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમે તો ભરત ભૂમિના બાળ—અમોને કેવળ એ પર વ્હાલ.

વસન્ત વિનોદી.

---

# ૧૭
## શક્તિ મંત્ર.

જનની ભારત આજ હમકુ, મધુર બીના સુના રહી હૈ;
સ્વતંત્રતાકા રાગ[1] ગા કર, માનો અમૃત પીલા રહી હૈ.
સેંકડો વર્ષોંસે હમ થે, ભાગ્ય હી કે [2]ફેરમેં;
ઉસકી નિર્ભરતા છોડાકર, સ્વાવલંબન શીખા રહી હૈ.
થા નિરાશાકા ભયાનક ભૂત જો હમપર ચઢા;
રાષ્ટ્ર કે સંગીત બલસે શીઘ્ર ઉસકો ભગા રહી હૈ.
ફીર ભલા મૈં દીનતાકે શબ્દ કૈસે કહ શકું ?
જબકી[4] માતા મીઠે સ્વરસે, શકિત મંત્ર પઢા રહી હૈ.

**સત્યદેવ.**

---

૧ આલાપ. ૨. ચક્ર. ૩. આધાર. ૪. જ્યારે.

## ૧૮
## સારે જહોંસે અચ્છા હિન્દુસ્તાં હમારા.

સારે જહોંસે અચ્છા હિન્દુસ્તાં હમારા,
હમ બુલબુલેં હંય ઉસ્કી વોહ ગુલિસ્તાં[1] હમારા૦ ૧
ગુરબતમેં[2] હો અગર હમ રહેતા હય દિલ વતનમેં,
સમઝો વહીં હમેભી દિલ હો જહોં હમારા૦ ૨
પરબત વોહ સબસે ઉંચા હમસાયહ[3] આસમાંકા,
વોહ સન્તરી હમારા વોહ પાસબાં હમારા૦ ૩
ગોદીમેં ખેલતી હંય ઉસ્કી હઝારોં નદીયાં,
ગુલ્શન હય જીનકે દમસે રશ્કે[4] જીનાં હમારા૦ ૪
અય આબે રૂદે[5] ગંગા ! વોહ દિન હય યાદ તુજકો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા૦ ૫
મઝહબ[6] નહિ સિખાતા આપસમેં બેર રખના,
હિન્દી હંય હમ વતન હય હિન્દુસ્તાં હમારા૦ ૬
યુનાનો મિસરો રૂમા[7] સબ મિટ ગયે જહોંસે,
અબ તક મગર હય બાકી નામો નિશાં હમારા૦ ૭
કુછ બાત હય કે હસ્તી મિટતી નહિ હમારી,
સદ્યોં[8] રહા હય દુશ્મન દવરે ઝમાં[9] હમારા૦ ૮
ઇકબાલ ! કોઇ મહેરમ[10] અપના નહિ જહોંમેં,
માલુમ કયા કિસીકો દર્દે નહાં[11] હમારા૦ ૯

ઈકબાલ.

---

(૧) બાગ. (૨) પરદેશ. (૩) પાડોશી. (૪) ઇર્ષા. (૫) નદી. (૬) ધર્મ. (૭) રોમ. (૮) સદીઓ, (૯) કાળચક્ર. (૧૦) દયા ખાનાર (૧૧) છૂપું.

# ૧૯

## જય જય ગરવી ગુજરાત.

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરુણું પરભાત !
ધ્વજ પ્રકાશશે ઝળાહળ કસુમ્બી પ્રેમ-શૌર્ય અંકિત
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમ ભક્તિની રીત,
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત !
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ-
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત !
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર-
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત !
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શુકન દિસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત

જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત!
કોની કોની છે ગુજરાત?
**ઉગ્રસેન** રામ કૃષ્ણ સાત્યકી યાદવ જ્યાં સઉ વિરાજતા,
**જ્યાં બ્રાહ્મણ** ને રજપુત ઝાઝા ઇશને અર્થે ઝૂઝયા હતા,
ત્યાંના લોકતણી શું કે'વી?
નાના નારે નથી તેની.
ત્યારે કોની છે ગુજરાત?
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા,
કોઇ રીતની તોપણ ને વળી આર્ય ધર્મને રાખી રહ્યા.
તેની તેની છે ગુજરાત.
પછી હોય ગમે તે જાત.
તેની તેની છે ગુજરાત.
**વળી પરદેશી** બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા,
**પરધર્મી** પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઇ ઠર્યા
તેની તેની છે ગુજરાત.
પછી હોય ગમે તે જાત.
તેની તેની છે ગુજરાત.
નર્મદ કે' ગુજરાતી ભાઇઓ માતને અર્થે સમ્પ ધરે,
બન્તે બન્ધન તોડી રણે સઉ ઝૂઝી જયસુખ જમે ભરે,
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સઉની છે ગુજરાત.
તે તે સઉની છે ગુજરાત.

કવિ નર્મદ.

# ૨૦

## ગુજરાત

રાગ ધન્યાશ્રી.

ધન્ય હો! ધન્યજ પુણ્ય પ્રદેશ,
અમારો ગુણિયલ ગુર્જર દેશ.

કૃષ્ણ ચંદ્રની કૌમુદિ ઉજળો કીધ પ્રભુએય સ્વદેશ,
અમારો ગુણિયલ ગુર્જર દેશ...ધન્ય હો!

આર્યનું સાગરતીર્થ પુરાણ
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ.
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યાં રાજ્ય;

ગ્રીસ રોમથીએ જુનાં, કુરૂ પાંડવથી એ પ્રાચીન
સોમનાથ ગિરિનગર દ્વારિકા યુગ યુગ ધ્યાન વિલીન

ઉભીને કાળસિંધુને તીર,
બજાવે બંસરી ભવ્ય સુધીર...ધન્ય હો!

સ્થળે સ્થળ નવ પલ્લવતા પુંજ
નદીને તળાવ કેરી કુંજ
કોમળી કવિતા સમ સુરસાળ
સિંધુ જ્યાં દે મોતીના થાળ;

જગજૂનાં નિજ ગીત ગર્જતો ફરતો સાગર આજ;
કેસર ઉછળી ધુધવે ગરવો, વનમાં જ્યાં વનરાજ

ગિરિગિરિ શિખર શિખર સોહન્ત
મંદિરે ધ્વજને સન્ત મહન્ત...ધન્ય હો !

નથી રમી સમશેરોના દાવ
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરૂક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત જાણે હજી પળાય

એક ઇડરના વન કેસરીએ ભડવીર બાપ્પારાવ
વિશ્વવન્દ્ય સૂરજ કુળ સ્થાપી ચિતોડ કીધી યશની છાંય,

જન્મ ભૂમિ દયાનંદના ધામ,
ગાંધીના ગીતાજીવન નિષ્કામ...ધન્ય હો ?

કવિ ન્હાનાલાલ.

# ૨૧

## ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત:
નમીએ નમીએ માત, અમારી ગુણવંતી ગુજરાત.

મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમશિષ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ.—અમારી.

મીઠી મનોહર વાડી આ તારી નંદનવન શી અમોલ;
રસ ફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ—અમારી.

સંત મહંત અનંત વીરોની વહાલી અમારી માત;
જય જય કરવા તારી જગમાં અર્પણ કરીએ જાત—અમારી.

ઉંડા અઘોર અરણ્ય વિષે કે સુન્દર ઉપવન માંય;
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય—અમારી.

સર·સરિતા રસભર અમી ઝરણાં રત્નાકર ભરપુર:
પુણ્ય ભૂમિ ફળફૂલ ઝઝુમી માત રમે અમ ઉર—અમારી.

હિન્દુ મુસલમિન પારસી સરવે માત અમે તુજ બાળ:
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ—અમારી.

ઉર ·પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધકાર:
એક સ્વરે સહુ ગગન ગજાવતા કરીએ જય જયકાર—અમારી.

ખબરદાર.

---

# ૨૨

## 'નહિ નમશે નિશાન ભૂમિ ભારતનું'

નહિ નમશે, નહિ નમશે, નિશાન ! ભૂમિ ભારતનુંઃ
ભારતની એ ધર્મધ્વજાનું (૨)
સાચવશું સન્માન !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
ઐક્ય તણો એ અમરપટો છે, (૨)
મુક્તિનું વરદાન !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
ભારતમાના મંદિર પર એ, (૨)
શાંતિનું એંધાણ !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
ચક્ર સુદર્શન અંકિત એ તો, (૨)
હિન્દી જનના પ્રાણ !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
સફેદ લીલું લાલ ત્રિરંગા (૨)
વિરોધનું સંધાણ !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
સફેદમાં સહુ ધર્મો ધાર્યું (૨)
ઇશ્વરનું ફરમાન !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
લીલામાં ઇસ્લામી ધર્મો (૨)
રાખ્યું પાક કુરાન !–ભૂમિ ભારતનું નહિ નમશે૦
લાલ સનાતન આર્યપ્રજાનું (૨)
મંગળ મૂર્તિમાન !–ભૂમિ ભારતનું, નહિ નમશે૦
અચળ અમારે આંગણ એ તો (૨)
સ્વરાજ્યનું મંડાણ !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦
સાચા હિન્દી શૂરાઓનું (૨)
એ છે વિજય સુકાન !–ભૂમિ ભારતનુંઃ નહિ નમશે૦

નિર્ભયતાની નોબત છે એ (૨)
પ્રેમ તણું શુભ ગાન !–ભૂમિ ભારતનું: નહિ નમશે૦
જગદુદ્ધારક ઝળકે એમાં (૧)
ગાંધીજીનું જ્ઞાન !–ભૂમિ ભારતનું: નહિ નમશે૦
એની ટેક નિભાવા કાજે (૨)
તનમન ધન કુરબાન !–ભૂમિ ભારતનું: નહિ નનશે૦
ત્રિભોવન ગૌરીશંકર વ્યાસ.

---

# ૨૩

## ત્રિરંગી રાષ્ટ્રધ્વજ.

ઉંચે આસ્માનમાં ઉડતો, અનેરા ભાવ કૈં ભરતો;
ફીરસ્તો શાંતિનો એ તો, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
પુરાણી સંસ્કૃતિ કીર્તિ, હૃદયની પ્રેમ ને ભક્તિ;
સકળ સન્માનની મૂર્તિ, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
નહિ નામી શકે દુશ્મન, ભલે મુર્દાં પડે લાખો;
ફરકતો એ સદા રહેશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો
સુણીને સાદ ઉતરશે. વીરોની ફોજની ફોજો.
અમુલા પ્રાણ પાથરશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
સનન કરતી છુટી ગોળી, દકુલી ફૂલની માની;
ઝીલી જયનાદ ત્યાં ઉઠશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
વણ્યા જય ઘોષ શું અટકે ? છુટેલાં બાણુ શું વળશે ?
ચડયો તે શું કદી પડશે ? ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
( "નવયુગ" ) સુરત.

---

## ૨૪

## મહાત્મા ગાંધીજીને ચરણે.

ગુજરાતના ટાળો તમોગુણ ને રજોગુણ રે ગુરૂ,
પાઠો પઢાવો સત્યના રાખો અમારી આબરૂ.

દુનીઆ બનાવો એક રાગદ્વેષ સૌના ટાળજો,
શાંતિતણું સામ્રાજ્ય સ્થાપી વિશ્વ આખુંય પાળજો.

અન્યાય ગુજરે જે પરે તેની તમે વારે ચઢો,
ન્યાય આપી દેવ મોહન સર્વમાં શાંતિ કરો.

જય જય હજો જય જય હજો સત્યાગ્રહીનો જય હજો,
ગુજરાત ભારત વિશ્વ સૌનો આપનાથી જય હજો.

જનાર્દન શર્મા.

---

## ૨૫

## ધન્ય ભૂમિ.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્ય લેખ કંઇ ભવ્ય દીસે,
સહુ સાધુનો સાચો સાધુ સાબ્રમતી જલતીર વસે—ધન્ય૦

રસકસ ત્હારો ફરી બતાવા દેવલોક અહિં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે—ધન્ય૦

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી, દેશ પ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરીએ પ્રભા અનેરી દીલદીલ જ્યોત જગાવે છે—ધન્ય૦

ધન્યભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્યભાગ્ય એ નંદન વન,
ધન્યભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાનાં જન—ધન્ય૦

મોહન તારૂં નામ મીઠડું રગરગ ચેતન લાવે છે,
સેવાના હો સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે—ધન્ય૦

કાશી કે મથુરાથી આજે રાજનગર કૈં ઓર દિસે,
સાબ્રમતી જલ લોટી લોટી ગંગા યમુના આવી વસે—ધન્ય૦

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજા વર્ગને છે અભિનંદન,જ્યાં રમતા પયગમ્બર વીર—ધન્ય૦

ગોકળદાસ રાયચુરા.

---

## ૨૬

### મહાજન પૂજન.

આવો અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે—આવો.

જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્યવાણી અભયવરદા એકલો પૂજાય છે—આવો.

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદય વરનું પ્રેમ પૂજન થાય છે—આવો.

જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અંહિ પૂજાય છે—આવો.

જેને હજારો દુ:ખ દેશને અર્ઘ્ય પુષ્પ સમાન તે,
એ પુષ્પના ભર ગુચ્છની મૃદુ માળમાં મ્હેંકાય છે—આવો.
તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં હિંદના ભકતો તણું છે આદર્યું પૂજન અમે—આવો.
કુંમકુંમભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબ જનના હ્રદયને અભરે ભરો અમીધારથી—આવો.

મ. ચ. પટેલ.

---

# ૨૭

## એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો ?
જ્હેણે સહુને જગાડયાં ?
એ કોણ છે જે છૂટયો ?
જ્હેણે સહુને છોડાવ્યાં ?
જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો : ?
જ્હેણે સહુને જીવાડયાં ?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો ?
જ્હેણે સહુને નમાવ્યાં ?

જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે;
એ કોણ છે જે એવો ?
જ્હેણે સહુને જીતાડ્યાં !
એ કોણ છે જે જાગ્યો ?
જ્હેણે સહુને જગાડ્યાં ?

—ગોકુળદાસ રાયચુરા.

---

## ૨૮

## મન મોહન બલિહાર ગાંધીજી !

મનમોહન બલિહાર ગાંધીજી !
સૂર સૈન્ય સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે ગાંધી !
રાજ બને વિણ તાજે ગાંધી !
દિલ દિલ સર્વ નવાજે ગાંધી !

જગત માત્રનું નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારત બંસી સૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સંચાલક ગાંધી !
હિંદી જનોના તારક ગાંધી !
જગતસર્વ ઉદ્ધારક ગાંધી !

ખાદી પ્રભુતા તોલ ગાંધીજી !
આભૂષણ અણમોલ ગાંધીજી !
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી !

જ્ઞાન માર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણ શૂરવીર રણાંગણ ગાંધી !
વૈશ્ય કુળનું ભૂષણ ગાંધી !
શોભાવે સેવક ગણ ગાંધી !

સાધુ જીવન સુલ્હાણ ગાંધીજી !
સત્ય વચનની ખાણ ગાંધીજી !
રાષ્ટ્ર પ્રકાશે ભાણ ગાંધીજી !
ભારત જીવન પ્રાણ ગાંધીજી !
મનમોહન બલિહાર ગાંધીજી !

—ગોકુળદાસ રાયચુરા.

# ૨૯

## ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત, ગણાયે.
ગાંધીનું ગુજરાત.

ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રકટે જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાત.
ગાંધીનું ગુજરાત.

સાબરમતીના સુંદર તટપર પ્રકટયું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી સુર સુણી સહુ જાત;
કરે મીઠી ઐકયની વાત.
ગાંધીનું ગુજરાત.

દેશ ભકિત ને રાજ્ય ભકિતની સાચે સાચી વાત,
નિર્ભયતાને સત્ય વચનની દિક્ષા દઇ ત્હેં તાત;
બનાવ્યું નવું ગુજરાત,
ગાંધીનું ગુજરાત.

ગોકુળદાસ રાયચુરા.

# ૩૦

## સ્વરાજ્ય.

મધુર સરોદે હૃદય ગીતડાં ગાનારાં હો વ્હાલાં !
નવયુગ જોમે નવીન તેજમાં ઉમંગથી ઘૂમનારાં !
સ્વરાજ્યવાદી સહોદરો હે ભારત બાળ વ્હાલાં !
હરે ! હો ! ભારત બાળ વ્હાલાં !
સ્વરાજ્ય છે ભોગવવાં તમ તો કહેશો વિધિયો જાણો ?
યજ્ઞ અનેરા આદરવા શું અડગ હિંમતે મ્હાલો ? ૧

તત્પર છો તમ ત્યાગી દેવા સ્વાર્થ જગત ઘુંટવતા ?
વિણ અચકાયે હોમી દેવા સ્વાર્થ સકળ ભૂલવતા ?
તત્પર છો સૌ ઇચ્છા મૂકવા સ્વરાજ્યની વેદીમાં ?
હરે ! હો ! સ્વરાજ્યની વેદીમાં ?
સજ્જ થયા કહો કમર કસીને સ્વરાજ્ય સાધુ બનવા ?
જીભ જોરે જગ જીતન આશા એલો સૌ કાયરના. ૨

સુણ્યા છે કહો ગૌરવગર્જન પ્રચણ્ડ વીર જીવનનાં,
નૂતન ખણ્ડની મુકુટમણિસમ પ્રજા અમેરિકનનાં ?
હૃદય ધબકતા શા દીધ ભોગો સ્વરાજ્ય મેળવવામાં,
હરે ! હો ! સ્વરાજ્ય મેળવવામાં.
ગગન ભેદતા જ્વાળમુખીસમ હૃદય એમનાં ઉછળ્યાં,
હલકટ ઇચ્છા ભસ્મ કરી સૌ દેશભક્તિની ધૂનમાં. ૩

ધન્ય ! ધન્ય ! હે મહાન પ્રજા તુજ ભાવ અજબ કોટીના,
વ્યર્થ દંભના હલકટ ઠાઠો સૌ ઝટ અળગા કીધા.

ભીષ્મ પ્રતિજ્ઞાના ભડ બળથી માલ સ્વદેશી લીધા.
હરે ! હો ! માલ સ્વદેશી લીધા.
દેશી માલ મળે નહિ સારા તોય વિદેશી બાળ્યા,
કાયર બની પાછું નવ જોયું કર્તવ્યે રંગાયા. ૪

આત્મ કચડતી પરબેડીના લાંછનથી લજવાયા,
સિંહઘોષથી વીરજન ગાજ્યા પંપાળી નવ કાયા;
ત્વચા ઉઝડતા કોમળ જાડા કાપડ અંગે ધાર્યાં;
હરે ! હો ! કાપડ અંગે ધાર્યાં;
કોમળતા મોટાઇ નવ માની સ્વમાન મોંઘાં જાણ્યાં,
પરઆશે ઝુલનારાં જીવન શ્વાન સમાં પરમાણ્યાં. ૫

હિન્દ બાળ હે ! ભાંડુ ભોળાં નવ ઉત્સાહે હસતાં,
આવો આપણ પણ તપ કરીએ સ્વમાનને જાળવવા,
અકળાયેલી હિન્દ માતને નવજીવન ઝૂલવવા,
હરે ! હો ! નવજીવન ઝૂલવવા;
જીવન સત્વને ચૂસી લેતા માલ વિદેશી મૂકીએ,
કેવળ ભાષણુ કૈં નવ વળશે કર્તવ્યે બસ ઝૂકીએ. ૬

હે સ્વરાજ્યવાદી ! નજર કરો વળી નાનકડે જાપાને,
બલમદ ઉદ્ધત ગોરાઓનાં તોર ઉતાર્યાં જેણે,
નિરાશ ડરતા જુને ખણ્ડ શાં પ્રકટાવ્યાં જોબનને.
હરે ! હો ! પ્રકટાવ્યાં જોબનને.
વર્ણ શ્રેષ્ટતા જાળ પીંખી શી જગો મૂકાવી સઘળે.
શક્તિ પુજકને સૌ પૂજે શીખલાવ્યું દુનિયાને. ૭

સ્વદેશ માટે જીવ દેવા તે ઉત્તમ માની સેવા,
હરિફાઇમાં સૌયે ઉતર્યા અનુપમ મૃત્યુ લેવા,
અચૂક મૃત્યુ મળવા માટે બીડાં ઝડપ્યાં કેવાં!
હરે ! હો ! બીડાં ઝડપ્યાં કેવાં!
ન્હાનાં મોટાં ગરીબ તવંગર સૌ ઝુકયાં મેદાને,
હસ્તે મ્હોંડે ઘાવ ઝીલ્યા શા ધન્ય ધન્ય જાપાને! ૮

અબળ મનાતી સ્ત્રીઓએ પણ નૌતમ રંગ જમાવ્યા,
વીરાંગનાના તેજકહાસે, નરને શૂર ચઢાવ્યાં,
અરિ વિદારક પ્રભુશકિતનાં કાળી રૂપ બતાવ્યાં.
હરે ! હો ! કાળી રૂપ બતાવ્યાં,
દિવ્યાગ્નિ નયને પ્રગટાવી યુદ્ધ નાદ લલકાર્યા,
દેશી બાંધવ દેવ બનાવ્યા તોડી દાનવ માયા. ૯

કૈં સ્ત્રીઓએ યુદ્ધ ફંડમાં અલંકાર નિજ નાંખ્યા,
કૈંયે તો શીરકેશ ઉતારી તોપ ખેંચવા આપ્યા,
કૈંયે તો વળી શસ્ત્ર સજી મેદાને મૃત્યુ માગ્યાં;
હરે ! હો ! મેદાને મૃત્યુ માગ્યાં.
કંઇ સ્ત્રીઓ થઇ દેવદૂત શી ઘાયલ સેવા કરવા,
દેશ બચાવા સૌયે દોડી ભાવ ધરીને ગરવા. ૧૦

કારાગૃહ કેદી પણ કૂદ્યા લડવા માટે કેવા !
શુદ્ધ હૃદય આતુર શા બનીયા દેશની કરવા સેવા !
નિજ શોણિતથી પત્ર લખ્યા શા રજા રાજની લેવા !
હરે ! હો ! રજા રાજની લેવા !

આત્મોદ્ધારક દેશ ભક્તિ જ્યાં આવી નિત ઉભરાયે,
ગુલામી લાંછનની નીચ ધુંસરી એ દેશે કયમ આવે ! ૧૧

હે સ્વરાજ્યવાદી હિંમત છે કહો જાપાની સમ બનવા?
દેશ વિનાશક સ્વાર્થ બધાયે અરિ સમ અળગા કરવા?
દ્વેષ પ્રજળતા દાવાનળ શા સ્નેહવારિથી શમવા ?
હરે ! હો ! સ્નેહવારિથી શમવા ?
વિશાળ હૈયાની હિંમત કહો યજ્ઞો આમ ઉજવવા ?
સ્ફાટિક ભાવ કર્તવ્યે દાખી દેશપાય જીવ ધરવા ? ૧૨

ભૂતકાળ શા ભોગો દીધા મહાન પ્રજા ઈંગ્લાંડે,
પ્રજા જીવનને પ્રફુલ્લ કરવા તપ કીધાં શાં એણે !
હજીએ સબળાં તપ શા કરતી હસિત વદન જયવેણે:
હરે ! હો ! હસિત વદન જયવેણે !
" બ્રીટન કદી નવ ગુલામ બનશે " ગીત ગાતી સદ્દગર્વે
સ્વમાનને કેમ જાળવવાં તે જગત શીખાવત કર્મે. ૧૩

" ઇશ્વર મૂર્તિ ભૂપ નથી, પણ સમાજનો સેવક એ,
સમસ્ત લોકમત એજ પ્રભુ છે રાજા એની નીચે. "
અજબ હૈવતી પ્રભુ સૂત્રનું દર્શન દીધ શુભ રીતે;
હરે ! હો ! દર્શન દીધ શુભ રીતે.
સમસ્ત લોકમત સામા થાયે તે કયમ ઉખડી જાયે,
ન્યાય કરી રાજા નિજ મારી રંગ પૂર્યા ઇતિહાસે. ૧૪

વ્યાપારિ પણ સ્વમાનપૂજક સબળ પ્રજા ઈંગ્લંડની,
જર્મનનાદ સુણીને રણમાં ક્ષત્રિ બની ઝુકીશી !

દેશ ભક્તિને મોટી ગણી, નહિ શ્વાન બની લક્ષ્મીની;
અરે ! નહિ શ્વાન બની લક્ષ્મીની.
ઇજ્જતહીણું જીવન એણે ધૂળ સમું પરમાણ્યું,
ભાવિ પ્રજાની આશીષ લેવા રણયજ્ઞે મન માન્યું. ૧૫

ધન્ય ! ધન્ય ! હે આંગ્લભૂમિ ! વીર બાળક જનમ્યાં ખોળે,
માત પ્રતિષ્ઠા જાળવવા શૂર ઉછળ્યાં પ્રેમળ જોરે,
કર્મયોગના અતૂલ બળથી કરી ત્હને હસતે મ્હોડે;
હરે ! હો ! કરી ત્હને હસતે મ્હોડે;
પાંચ કરોડની વસ્તીમાંથી અગણિત યોગી ઝળકયા,
લાખો વીરા માત દીપાવા પ્રાણ ત્યાગતા હરખ્યા. ૧૬

ઉંચી આશે રમનારાં હો ! સ્વરાજ ગીત ગાનારાં !
ઇંગ્લંડ પાસે હક લેવાની વાતો બહુ કરનારાં,
તેત્રિશ કોટી અહિં આપણે બાળ હિન્દ માતાનાં;
હરે ! હો ! બાળ હિન્દ માતાનાં.
કહેશો કેટલાં માતા હસાવા કર્મવીર નિકળ્યાં ત્યાં,
ચરિતસૂનાં દાંભિક નહિં પણ નિઃસ્વાર્થી અંતરનાં ? ૧૭

વર્તમાનની જગત અગ્રણિ પ્રજા બધી વખણાતી,
વિધવિધ રૂપે કર્મયોગ બળ અખણ્ડ સૌ દાખવતી,
પ્રજાપ્રગતિના સકળ અંગમાં અજબ રીતે શી ઘૂમતી !
હરે ! હો ! અજબ રીતે શી ઘૂમતી !
એજ ભાવથી ભાઇ જ્યારે આપણ પણ જગ ઘૂમશું.
ત્રાસ બધાયે ગળી જશે ને આપણ પણ જગ હસશું; ૧૮

ઋષિ વીરનરનાં બાળ આપણે પૂર્વજ કયમ વિસરીએ
પૂર્વજ સમ ફરી ગૌરવવન્તાં આપણ કયમ નવ થઇએ
એજ રૂધીરને એજ હાડ તો કયમ કહો પાછા પડીએ
હરે ! હો ! કયમ કહો પાછા પડીએ.
જગત પ્રજાઓની ગણુતીમાં અધમ કીડા સમ ફરવું,
ધિક ધિક એ જીવન આપણું બ્હેતર એથી મરવું. ૧૯

સ્વરાજ્ય લઇને નથી આપણે કેવળ લક્ષ્મી પૂજવી,
પશુ બળથી નથી અન્ધ બનીને અબળ પ્રજાઓ પીડવી.
છળબળ છળાતી રાજ્યનીતિને નથી કદી વ્હાલી કરવી;
હરે ! હો ! નથી કદી વહાલી કરવી;
સ્વરાજ્ય છે મેળવવું તે તો જગત સેવના કાજે,
સ્નેહભીના પ્રભુ ગીત જગાવી જગત દોરવા માટે. ૨૦

( ડા. ચંદુભાઇના 'સ્વરાજય' કાવ્યમાંથી )

---

## ૩૧

સ્વરાજ્ય કેરો મંત્ર ભણાવે સાબ્રમતીના ઋષિજી,
આત્મોદ્ધારક દેશભકિતના અનુપમ પાઠ પઢાવે.
તે ઋષિવરના જન્મદિવસને આજ આપણે ઉજવો,
હરે ! હો ! આજ આપણે ઉજવો.
ઘેર ઘેર દીવા પ્રગટાવી સ્વરાજ્ય જ્યોત જગાવો,
દંભ બધાએ કાઢી નાખી મંગળ ગીતે રાચો.

મોહનલાલ પરીખ.

---

# ૩૨

## સરફરોશીકી તમન્ના.

સરફરોશી[1] કી તમન્ના[2] અબ હમારે દિલમેં હૈ
દેખના હય જોર કિતના બા[3]ઝુએ કાતિલ[4] મેં હૈ
રહરવે,[5] રાહે–મહબ્બત[6] રહે ન જાના રાહ મેં
લઝઝતે[7] સહેરાનવર્દી[8] દૂર યે મંઝિલ[9] મેં હૈ.
આજ ફિર મકતલ[10] મેં કાતિલ કહે રહ, હૈ બારબાર
કયા તમન્ના–એ–શહાદત[11] ભી કિસી કે દિલ મેં હૈ ?
અય શહીદે[12] મુલ્ક–ઓ–મિલ્કત ![13] મેં તેરે ઉપર નિસાર[14]
અબ તેરી હિમ્મતકા ચરચા[15] ગેરે[16] કી મેહફીલ[17]મેં હૈ
વકત આને દે બતા દેંગે તુઝે અય આસમાં ![18]
હમ અભી સે કયા બતા દેં કયા હમારે દિલમેં હૈ ?
અબ ન પહેલે વલવલે[19] હૈં ઔર ન અરમાનોંકી[20] ભીડ
સિર્ફ[21] મિટ જાનેકી એક હસરત[22] દિલે–બિસમિલ[23]મેં હૈ.

—મૌલાના હઝરત મોહાની.

---

૧. માથું આપી દેવું, ૨. ધૂન–લગની. ૩. બાવડાં, હાથ. ૪. જુલમગાર. ૫. રસ્તે ચાલનાર, મુસાફર. ૬. પ્રેમનો પંથ. ૭. રસ, લિજ્જત. ૮. રેતીના રણમાં ચાલવું. ૯. મુકામની જગ્યા. ૧૦. વધસ્થળ. ૧૧. મરી મટવાની હોંસ. ૧૨. હે ધર્મવીર! ૧૩. દેશ અને સમાજનો. ૧૪. કુરબાન. ૧૫. વાતો. ૧૬. પરદેશીઓના. ૧૭. મેળાવડાઓમાં. ૧૮. આકાશ (ઉર્દુ કવિતામાં આકાશને પ્રેમીઓનું વેરી માન્યું છે) ૧૯. વ્યગ્રતા. ૨૦. વાસનાએ. ૨૧. કેવળ. ૨૨. આકાંક્ષા. ૨૩. સજા પામવાને આતુર દિલ.

# ૩૩

## વીરો હીંદ માતાના છો બાળ તમે!

(મેરે માલા બુલાલે મદીને મુજે) એ રાગ.

વીરો હીંદ માતાના છો બાળ તમે (૨)
કરો શીઘ્ર વિચાર હીંદ દેશનો તમે (૨) વીરો૦

**સાખી.**

હિંદમાં દુશ્મન પ્રબળ થઇ જુલ્મ જે સમયે થતો
જે સમે શીવરાજની શમશેરથી અરિ ધ્રુજતો
શાને ભુલા એ હીંદનો પ્રતાપ તમે (૨) વીરો૦

**સાખી**

શીર નમ્યું નહી શત્રુને કદી ટેક વીર પ્રતાપની
દેશ કાજે કોઇદી પરવા કરી નહી પ્રાણની
વીરો યાદ કરો એ પ્રતાપ તમે (૨) વીરો૦

**સાખી**

શત્રુ સાથે બાથ ભીડી વીર દુર્ગાદાસની
વીશ્વમાં વ્યાપી રહી કીર્તિ ગુરૂ ગોવિંદની
કરો કંઇ કંઇ વિચાર યુવાનો તમે (૨) વીરો૦

**સાખી**

કર્મમાં અધિકાર રાખી ફળ અપેક્ષા મા કરો
પ્રાપ્ત થાશે નિશ્ચયે યશ યત્ન સત્વર આદરો
ઉઠો ઉઠો ઓ ભારત વીર તમે (૨) વીરો૦

(ભીલ સેવા મંડળ)

———

# ૩૪

## सहवीर्यं करवा वहै ।

### ( દિવ્ય છંદ )

અમે સાતે સાગર વીંધી,
વીંધી અવની ને આભ,
અમે અંગારાને ચાંપી,
ચાંપીશું કાળ કરાળ:
અમે ભોગવિલાસો ભુલી, ભમીશું વનવન કરતા સાદ;
'જાગો ! જાગોને વીરા ! રણદેવી જુએ વાટ.'
નહિ સુખલિપ્સા લલચાવે,
નહિ સ્વર્ગ, સ્વાર્થ કે દેહ;
નહિ શત્રુ સૈન્ય હંફાવે,
નહિ, નહિ, નહિ તુટે ટેક:
અમે અમર કેસર ઘોળ્યાં સજી વસ્ત્ર, ઘુટી ઘટઘટ '**મા ભૈઃ**'
અમે અમર સમર ખેલીશું, કુદીશું ઘેલા થઇ.
અમે સ્વતંત્રતાના સાદે
જડમાં યે પુરી પ્રાણ,
સાગર ઘેરૂં ગરજીને
પુરી દઇશું બ્રહ્માંડ:
એ ઘોર નાદના દિશદિશમાંથી પ્રતિધ્વનિ પડછંદ
રિપુનાં ઉર ભેદી દેશે, નિષ્કંટક કરશું પંથ.

ડગલું પાછું ના દેશું,
અમે સિંહણુ કેરાં બાળ;
અમે ફ્રાળ ભરી કુદીશું,
ખંખેરી યાળ કરાળઃ

અમે ગર્વભરી દઇ ડણુક નસાડીશું રિપુઓના જુથ,
મદભેર અમે મહાલીશું ઉજાળી માની કુખ.

અમ વીર પ્રસુતા માતા,
પરતંત્ર કદિ શું હોય ?
અમ બેડાં માડીને શું
લજ્જા, ગ્લાનિ, ભય હોય ?

અમ શસ્ત્ર અહિંસા તણો બતાવીશું જગને ચલકાટ,
ને સ્વતંત્રતાનો માને પ્હેરાવીશું શિર તાજ.

આ રામ, કૃષ્ણુ, ગાંધીની,
આ દયાનંદની માત;
આ દેશદેશની રાણી,
આ સંસ્કૃતિ કેરી માત;

આ માતૃભૂમિને સ્વતંત્રતાનો શુભ્ર ધરાવી સાજ,
અમે ગર્વ ભર્યું ગાજીશું, 'જય જય જય ભારત માત.'

મનસુખલાલ મગનલાલ ઝવેરી.

( કુમાર અષાડ ૧૯૮૫ માંથી )

---

# ૩૫

## શકુનની ઘડીઓ.

ધર્મના વીર ! ઓ આર્યપુત ઉઠજો !
સુભટના શકુનની વાગી ઘડીઓ;
ઉત્તરાયન થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ;
મૃત્યુને ખાળતા, શાંતિને બોધતા,
ભીષ્મ પોઢ્યા હતા યુદ્ધ ધારે;
મૃત્યુને પરહરી, શાંતિ બાથા ભરી.
શૂર ! ત્યમ સંચરો યુદ્ધ વાટે.
સિંહના બાલથી ખેલતો–ગેલતો,
એ ભરત ગોત્રનાં ગોત્રજો છો;
સિંહને શસ્ત્ર શાં ? વીરને મૃત્યુ શાં ?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો;
શાંત છો, દાંત છો, ધીર છો, વીર છો,
સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી,
ધર્મધ્વજ, તમ ખડા, શસ્ત્ર સામા વડા;
શ્રી હરિ સત્યના સમર સાથી.

ન્હાનાલાલ કવિ.

---

# ૩૬

## " અમે હિન્દી હિન્દી હિન્દી ! "

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણ પવિત્ર;
રે જેના સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ;
અમે હિન્દી હિન્દી હિન્દી, હિન્દ અમારો દેશ.

અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડતાં કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ ઉરનિધિએ શી, હા ઉછળે ઉર્મિ અશેષ,
અમે હિન્દી હિન્દી હિન્દી, છે હિન્દ અમારો દેશ.

ક્યાં હશે હિમાલય જેવો, ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ;
ક્યાં મળે અલૌકિક, એવા, સહુ દેશ તણા બહુ રંગ;
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી, કરતા પ્રભુ પંથ ઉજેશ;
અમે હિન્દી હિન્દી હિન્દી, છે હિન્દ અમારો દેશ.

ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા, ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ;
ક્યાં રજપૂત વીર ઝઝૂમ્યા, બળ દાખવવા અસીમ !
રે ભૂલીએ તે રીતે શી, અમ અંતરથી લવ લેશ;
અમે હિન્દી હિન્દી હિન્દી, છે હિન્દ અમારો દેશ.

" નથી રે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ. "
" નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ. "
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહિં દે અમને ઉપદેશ;
અમે હિન્દી હિન્દી હિન્દી, છે હિન્દ અમારો દેશ.

ધમ ધમ ધરણી ધ્રુજવશું, અમ દેશ તણાં કરી ગાન;
જય જય જય નાદ કરીશું, દઇશું મોંઘા અમ પ્રાણ:
એ ભક્તિ વસી ઉર, તે શી, દેજો શક્તિ પરમેશ;
અમે હિન્દી હિન્દી હિન્દી, છે હિન્દ અમારો દેશ.

ખબરદાર.

---

## ૩૭

## સમશેર સારી ખલ્કની અમને નહિ તાબે કરે.

સમશેર સારી ખલ્કની અમને નહિ તાબે કરે,
અમ આત્મ છે પ્રભુ તેજ તે નહિ તુચ્છ શસ્ત્રે ગાભરે—સમ૦

મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને—સમ૦

લાંછન ગુલામી શિર લઇ
પાળ્યા પશુસમ જગ ફર્યા;
આંખો અમારી છે ખૂલી,
બસ ધોઇશું સૌ પાપનો—સમ૦

પરતેજથી નહિ ભડકશું,
પણ તેજ અમ જગ દાખશું,
જોશે બધી આલમ હવે,
અમ હિન્દની તાકાતને—સમ૦

વસંત વિનોદી.

---

# ૩૮

## કર્મયુગ.

આ ગયા હય કર્મયુગ કુછ કર્મ કરના શીખલો;
દેશ પર અરૂ[1] જાતિ પર હંસ હંસ[2] કે મરના શીખલો.
મારનેકા નામ મત લો, પહેલે મરના શીખલો;
મિસ્સે[3] આયર્લેંડ દબ કર[4], ફિર ઉભરના[5] શીખલો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસેં,
તૈર કર[6] તો રકતસાગરસે ઉતરના શીખલો.
ફિર જલા દોંગે, સકલ સંસારકો ક્ષણ માત્રમેં;
દેશદુઃખકી આગમેં પર[7] પહેલે જલના શીખલો.
જેલયાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણ–જન્મસ્થાનમેં[8] નિર્ભય વિચરના શીખલો.
દેખના હૈ દ્રશ્ય ભારત વર્ષમેં યદિ સ્વર્ગકા,
દેશકા તો પ્રાણ પનસે[9] દુઃખ હરના શીખલો.

સત્યદેવ.

---

૧. અને. ૨. હસતાં હસતાં. ૩. પેઠે. ૪. દબાઈ જઈને. ૫. ઉભા થતાં. ૬. તરીને. ૭. પાંખ. ૮. કારાગૃહ. ૯. છગરથી.

# ૩૯

## વંદેમાતરમ્ સ્તોત્ર.

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વન્દેમાતરમ્;
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વન્દેમાતરમ્.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ્;
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વન્દેમાતરમ્.
ઓજમય બળ કાંતિમય સુખ શાંતિ વન્દેમાતરમ્;
મતિ પ્રદાયક અતિ સહાયક મંત્ર વન્દેમાતરમ્.
હરઘડી ઘરબાર હો હર નામ વંદેમાતરમ્;
હરદમ હંમેશાં બોલીએ ગુરુ મંત્ર વન્દેમાતરમ્.
જપીએ નિરંતર શુદ્ધ મનશે મંત્ર વન્દેમાતરમ્;
સોતે સમય ખાતે સમય કલગાન વન્દેમાતરમ્.
આઠો પ્રહર દિલમે રહે મૃદુતાન વન્દેમાતરમ્;
મુખસે હૃદયસે રાતદિન હો, જાપ વન્દેમાતરમ્.
તેગસે શિરભી કટે ભૂલો ન વન્દેમાતરમ્;
મોતકી ઘડીઆં ગુંજાદો નાદ વન્દેમાતરમ્.
જેલમેં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ્;
બેડીઆં ઝંકાર દે શુભ તાન વન્દેમાતરમ્.
વીર ગોલી તોપકી હૈ આડ વન્દેમાતરમ;
તેગ બરછી કે લીયે હૈ ઢાલ વન્દેમાતરમ્.
કર્ણકા દૃઢ કવચ હૈ એક શબ્દ વન્દેમાતરમ્;
વિશ્વવિજયી શત્રુ વિજયી મંત્ર વંદેમાતરમ્.

---

## ૪૦

# રૂડો ગાંધીડો.

[ મારવાડી હોરીનો રાહ. ]

ગાંધી તોરા રાજમાં
ધોળી ટોપીનો ઘેર; રૂડો ગાંધીડો !

કપાસ પીલી રૂને પીંજી
પુણી બનાવશું આજેજી
પુણી કાંતી સુતર વણાવી
ખાદી ઓઢીશું આજેજી. ગાંધી તોરા.

વિલાયતી કાપડ ભૂખે મારે
વાપરવું એ શોભે નહિ;
ભૂખે મરીને ગુલામ બનીને
જંજીરે જકડાશો નહિ;

મર્દો જેવા મર્દો થઇને
ગુલામી તમને શોભે નહિ;
ગાંધી તોરા રાજમાં
ખેડુત કરે છે લ્હેર. રૂડો ગાંધીડો

# ૪૧

## તમે અંગે ધરો ખાદી.

ચહો જો ભારતનાં સંતાન, જગતમાં ભારત આબાદી,
તમે અંગે ધરો ખાદી.
દેશ ઉદયની તજો નિરાશા, હવે બનો આશાવાદી,
વિદેશીના તમે મોહ તજ્યા નહિ, કરી દેશની બરબાદી.
કલંક કાળાં દૂર કરો એ, પાવન કર પહેરો ખાદી,
"આ દેશ ભારત વર્ષ છે, જ્યાં પ્રથમ અરૂણોદય થયો;"
"અસ્તાચળે, તમ ભાગ્યનો ભાનુ અરે આજે ગયો."
"પ્રાચીન કળા મંદિર તમારૂં, તેજ હીણુ દેખાય છે,"
"કારણુ તમારી સંપત્તિ, પરદેશમાં વહી જાય છે."
લોકમાન્યના વીર વ્રતની, કંઇક ધરો ઉરમાં યાદી,
તમે અંગે ધરો ખાદી.

---

# ૪૨

## વિદેશી માલ વાપરનારાઓને.

[ગઝલ]

વિદેશી માલ લેનારા, જરા તો લાગણી રાખો,
ગરીબડા દેશની ખાતર, જરા તો લાગણી રાખો. ૧
તમારા દેશની લક્ષ્મી, વિદેશે શીદ કાઢો છો ?
કરોડો લક્ષ્મી ભારતની, અરેરે કાં ગુમાવો છો ? ૨

મરેછે અન્નવિણુ લાખો, મરે છે વસ્ત્ર વિણ લાખો;
મરે ધંધા વિના લાખો, દયા લાવો દયા લાવો. ૩

અરે આ રાંક માતાએ, તમોને અન્નથી પોષ્યા;
દયાળુ માતૃભૂમિએ, હવા પાણી થકી પોષ્યા. ૪

બનો ના માતના દ્રોહી, બનો ના દેશના વેરી;
વિદેશી વસ્ત્ર લાવીને, કરો ના દેહને ઝેરી. ૫

જમાનો ઓળખી લ્યોને, તમારો ધર્મ સમજોને;
વિદેશી વસ્ત્ર ત્યાગોને, હૃદયના દ્વાર ખોલોને. ૬

સજો ખાદી સજો ખાદી, કહું પ્રેમે સજો ખાદી;
મહાત્મા ગાંધીની ખાતર, સજો ખાદી સજો ખાદી. ૭

**ફુલચંદ શાહ.**

---

# ૪૩

## અબ પહેન લો ખાદી.

ભારત ઉન્નતિ કરનેકો, પરતંત્રતા હરનેકો,
સ્વરાજ્ય ઝટ લેનેકો, બસ અબ પહેન લો ખાદી.
ખાદર કાટેગા દુઃખકો, ખાદર લાવેગા સુખકો,
ખાદર ભુષણ હૈ સબકો, બસ અબ પહેન લો ખાદી.
ખાદી મેં હે આબાદી, પરદેશી મેં બરબાદી.
ખાદી હે સસ્તી સાદી, સો અબ પહેન લો ખાદી.
રૂઇ તો ભારતસે જાવે, વો કપડા બનકર આવે,
પૈસે ૭ ગુને લે જાવે, સો સબ પહેન લો ખાદી.

ખાદી રોજી ગરીબોંકી, ખાદી આબરૂ મરદોંકી,
ખાદી લજ્જા સ્રીયોંકી, હૈ સો પહેન લો ખાદી.
જો સ્વાર્થ દેખો તોભી, પરમાર્થ પેખો તોભી,
ખાદી દોનોંમેં શોભી હૈ, સો પહેન લો ખાદી.

દીનકર.

---

# ૪૪

## ખાદીનો જંગ.

વાહ મને ખાદીનો લાગ્યો છે રંગ
ખાદીનો લાગ્યો છે રંગ. વાહ મને.
હાથે કાંતેલી, હાથે વણેલી,
હાથે શીવેલીનો સંગ. વાહ મને.
ભૂખ્યાને રોટી, નાગાને કપડાં
ખાદી આપે છે આનંદ. વાહ મને.
તેજી વધારે, લાલી ચડાવે
હાંકે ઉદાસી ને દંભ, વાહ મને.
સાદા બનાવે, સીધા બનાવે
વળી વધારે ઉમંગ. વાહ મને.
પહેરૂં પ્રીતથી, ઓઢું પ્રીતથી
ખાદીનો લાગ્યો છે છંદ. વાહ મને.
પહેરૂં પહેરાવું, ઓઢું ઓઢાડું,
મચવું હું ખાદીનો જંગ. વાહ મને.

ફુલચંદ શાહ.

---

# ૪૫

## સ્વરાજ્યનું નોતરૂં

આવો આવો, સૌ સંપી સ્વરાજ લાવો,
શીદ વખત વ્યર્થ વિતાવો ?......આવો આવો.

ગયાં વર્ષ વીતી નિદ્રાનાં, આળસ દૂર હઠાવો,...હજુએ આળસ૦
સોડ તાણીને સુતા હજી જે, ઉર વિચાર એ લાવો......આવો આવો.

કુસુંપતણી જ્વાળાના તણખા, ઘરમાં શે પ્રગટાવો,...હજુએ ઘરમાં૦
ઘરના ઝગડા ઘરમાં બાળી અંતર સ્નેહ જગાવો.......આવો આવો.

વિદેશી વસ્તુ મોહક તોએ, ભારતી કાં ભૂલી જાઓ,...હજુએભારતી૦
ઘરનાં ભાંડુ ભૂખે મારી, ધન પર ઘર પધરાવો.......આવો આવો.

દેશ મહીં દમડાના વાખા, વિદેશ લ્હેર કરાવો,...હજુએ વિદેશ૦
ઘરની લક્ષ્મી પરને સોંપી, પર ઘર ભટકી ખાઓ.......આવો આવો.

લોભે લાખ કરોડો ખોયા, આંખ તળે એ લાવો,...હજુએ આંખ૦
ઉધાર પાસું અવળું ચાલે, ભૂલ હવે સુધરાવો.......આવો આવો.

પડે કૂપમાં અંધ બની જે, પ્રવાહ તે અટકાવો,...હજુએ પ્રવાહ૦
વિચાર વાણીની શુદ્ધિથી, ઘર ઘર સંપ જગાવો.......આવો આવો.

કૃષ્ણપ્રસાદ ત્રિવેદી.

---

# ૪૬

## પંજાબના અત્યાચારો.

પંજાબના ઇતિહાસને દઇ કાન સુણજો હે વીરા,
એ દુઃખથી છાતી ચીરાશે, ફાટશે વ્હાલી ધરા. પંજાબ.

ફાટી જશે પત્થર અને વળી વૃક્ષ તુટશે મૂળથી,
રોશે જગતના માનવી પંજાબના દુઃખ સૂખથી. પંજાબ.

પંજાબના પ્રેમી પનોતા પૂત કેસરી રંગમાં,
બ્રીટીશની જીત માટે જાનોને કપાવી જંગમાં. પંજાબ.

રીક્રુટને વળી લોનની વાતો દબાવી જોરથી,
લોકો દબાવ્યા બોલતા અધિકારીઓએ તોરથી. પંજાબ.

અવતાર માને લોક જેને હીંદીઓ પૂજા કરે,
જે માટ ગરદન હિંદીઓ સૌ પ્રેમથી આગળ ધરે. પંજાબ.

જેની ભૂમિ સેવા વિશે કીર્તિ ઉડી રહી આભમાં,
તે વીર તિલક ગાંધીને બંધી કરી પંજાબમાં. પંજાબ.

જુઠું મનાવા માટ કીધો જુલ્મ કહું છું તે વિષે,
તોડી મુછો કંઇ લોકની પિસાબ પાયો પોલીસે. પંજાબ.

ખાટ[1] પાયાની નીચે પંજા દબાવ્યા જોરમાં,
કંઇ આદ્દને ખાટે ચઢાવ્યા જુલ્મ કીધો તોરમાં. પંજાબ.

સ્ત્રી જાત દેખી સોલ્જરો નાગા થતા લજ્જા નહીં,
ચેષ્ટા[2] કરી કંઇ પાપીએ ઝાડો કર્યો કુવા મહીં. પંજાબ.

---

૧ ખાટલાના, ૨ કુચેષ્ટા.

કર્મો કર્યાં કાળાં કસાઇ દ્વેષને દિલમાં ધરી,
હાથમાં ખોસ્યા ખીલા ઢીલા[3] કર્યા ઉભા કરી. પંજાબ.
ચોપડી ચૂનો મુખે સાધુ તણે શિક્ષા કરી,
ઉભા કર્યા કંઇ ધુપમાં[4] આ જુલ્મ જોશે શ્રી હરી. પંજાબ.
કર્મો થયાં કુડાં બહુ છાજે નહિ આ કાળને,
હદપાર કાઢયા માનીતા તે કીચલુ સત્યપાલને. પંજાબ.
હરકીશન દુનીચંદ જેવા બહુ રથીને મહારથી,
તે ચૌધરી સમ કેસરી કેદી કીધા અધિકારથી. પંજાબ.
પેટે ચલાવ્યા લોકને દંડો ચલાવ્યો ત્યાં બહુ,
કહેતાં હૃદય કંપે ઘણું જીવ્હા ગળે હું શું કહું. પંજાબ.
નાકે લીસોટા ખેંચવ્યા ભુમિ પરે લોકો થકી,
અધીકારીઓના જુલ્મનો તો જવાબ લેશે એ[5] નકી. પંજાબ.
માન મરજી વિણ સલામો લોક પાસેથી લીધી,
મારી ઉપરથી ચાબખો ને બોલીની બંધી કીધી. પંજાબ
હાથ પગ બાંધ્યા જનોના સ્થંભ કે કંઇ સાથમાં,
કુચા દીધા કંઇ લોકને અંગાર[7] આપ્યા હાથમાં. પંજાબ.
નાગા કરીને કંઇકની ચેષ્ટા[8] કરી છે બહુ બુરી,
કહેતાં કપાયે કાળજું છાતી મહીં વાગે છુરી. પંજાબ.
કંઇક હિંદીની ગુદામાં વાંસના ઠોકયા ખુંટા,
આ જુલ્મના કરનાર તો જુવો ફરે છે એ છુટા. પંજાબ

---

૩ નરમ, ૪ તાપમાં ૫ શ્રી હરિ, ૬ સભાની, ૭ ધગધગતા અંગારા, ૮ વલે,

મસ્જીદના ઇમામનું અપમાન ખેંચી દાઢીને,
નિજ પુત્રનું આ દુઃખ કેવું કારમું છે માડીને. પંજાબ.

ઇમામમાંથી કંઇકને ઉભા કર્યા પેટી પરે,
બહુ દુર રાખી પેટી જેથી ટાંગ વચ્ચેથી ચીરે. પંજાબ

નિઃશસ્ત્રને નિર્દોષ પર ગોળી ચલાવી ડાયરે,
કતલ કર્યા હિન્દી હજારો હાય ભારત હાયરે. પંજાબ

જલીઆનવાળા બાગ આજે કાશીને મક્કા થયું,
તે જુલમીઓના જુલમથી અંગ્રેજનું પાણી ગયું. પંજાબ.

જે માતના પુત્ર કરી સંકટ સમે સેવા ખરી.
તે હિન્દ માના જીગરમાં ખોસી અરે જુલ્મી છુરી. પંજાબ

કહેતા હતા જુલમી ઘણાં રાજ્યો મુગલ પેશ્વાતણાં,
પંજાબના ઇતિહાસમાં શું જુલમમાં રાખી મણા. પંજાબ

વામન મુકાદમ.

---

૧૦ બે પેટી પર.

# ૪૭
## માડીની ઝુંપડી

દુ:ખીયાંનો વિસામોરે, માડી તારી ઝુંપડી,
રણ વગડાનો છાંયોરે આંધળીઆની લાકડી,
કુંજ નિકુંજે લચી વલ્લરી[1] નિર્ઝરીઆં[2] સંતાય
અમલ[3] કમલ દલપર પંખીડાં. બ્રહ્મ લીલાને ગાય,
રઢિઆળી એ વાડીરે સોહવતી[4] જે ઝુંપડી
આજે ખાવા ધાતીરે. નિર્જન રણમાં ઝુંપડી દુ:ખિયાં૦

ધર્મ કર્મ રસકસ લુંટાયાં, ઘર ઘર વખરી[5] હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી ઓ માડીરે, ખાલી તારી ઝુંપડી.
ખાલી તોયે મ્હારીરે, માડી તારી ઝુંપડી દુ:ખિયાં૦

ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યાં ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ
તેને સ્હાડે સ્હાતી[6] રે માડી તારી ઝુંપડી,
પોષણીઆં શી પાતીરે, આછી જાડી રાબડી. દુ:ખિયાં૦

વન[7] વિંટયાં સિંચાણે સમ્રળાં અવશ પડયાં તુજ બાળ.
દામ કર્યાં ને હડધુત કરીને રણવગડે દે માર;

---

૧ વેલી, ૨ ઝરણાં, ૩ નિર્મળ, ૪ સોહામણી લાગતી ૫ રાચરચીલું, ૬ સોડમાં ઘાલતી, ૭ પરદેશ

અંકે[8] લેવા ધાતીરે. તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતીરે, માડી તારી ઝુંપડી દુઃખિયાં૦

કણ કણ કાજે વનવન[9] વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખ દુઃખનાં લ્હાણાં લેવાં, ઠરતી તુજપર આંખ,
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પંથ દાખવતીરે, માડી તારી ઝુંપડી દુઃખિયાં૦

તુજ જીવન અમ તું સર્વસ્વ તુંજ સુધાનો[10] સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી. તું સુર લોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મ ભૂમિવત પાળીરે, શણગારીશું ઝુંપડી દુઃખિયાં૦

સ્વ૦ જીવાભાઈ પટેલ.

---

## ૪૮

## રાજા રાણા અક્કડ શેના ?

(લાવણી)

રાજા રાણા અક્કડ શેના ?
વિસાત શી તમ રાજતણી ?
કઈ સત્તા પર કુદકા મારો ?
લાખ કોટીના ભલે ધણી.

---

૮ ખોળામાં ૯ દેશપરદેશ ૧૦ અમૃત, ૧૧ દેવલોક.

લાખ તો મૂકી રાખ બરાબર
કોડ છોડશે સરવાળે
સત્તા સૂકા ઘાસ બરાબર,
બળી આસપાસે બાળે.
ચક્રવર્તિ મહારાજ ચાલીયા,
કાળ ચક્રની ફેરીએ,
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ. ૧

ક્યાં છે રાજ રાજન્ આગળના
દિવ્ય કહું જે દેવસ્થાન?
શોધ્યાં ન મળે સ્થાન દશા કે
ન મળે શોધ્યાં નામ નિશાન.
લેવો દાખલો ઇરાનનો જે,
પૂર્વ પ્રજામાં પામ્યું માન,
ચોગમ જેની ધજા ઉડી રહી—
રૂમ શામ ને હિંદુસ્તાન
હાલ વિલું વેરાન ખંડિયર
શોક સાડિ શું પહેરીએ?
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ. ૨

રામ, કૃષ્ણ, નરસિંહ પરશુ સમ
દશ અવતારો થયા અલોપ

વિક્રમ જેવા વીર રાજનો,
ખમ્યા કાળનો કેવો કોપ ?
ક્યાં મહમદ ગઝની ? ક્યાં અકબર ?
રજપૂત વીર શિવાજી ક્યાં ?
રાજ પાટના ધણી ધુરંધર
આજ યુદ્ધની બાજી ક્યાં ?
રાજ મહેલમાં ઢોર ફરે ને
કબર તો કુતરે વેરી એ.
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ. ૩

ક્યાં નેપોલિયન ચીલઝડપિયો
જીત્યાં પુર્વ પશ્ચિમ ખંડ
જાતિ લોભનો ભોગ બીચારો
અંતે વલખાં મારે પંડ.
સુણ્યાં પરાક્રમ એવાં બહુ બહુ
સ્વપ્નાં કે સાચે ઇતિહાસ.
નહિ સમજાતું નિશ્ચય પૂર્વક
ઉડી ગયા જ્યાં શ્વાસોચ્છ્વાસ
વિજય રૂપી એ સળો શું લાગ્યો
વિજય વાયુ બહુ ઝેરીએ.
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ. ૪

દીઠાં સ્મારક સ્થાન ઘણુંયે,
કીર્તિ કોટ આકાશ ચડયા
ખરતાં ખરતાં પત્થર બાકી
ચુના માટીએ જકડયા.
દિલ્હી, આગરા, કનોજ કાશી,
ઉજ્જન ઉજ્જવળતા ન્હાસી
રૂમ શાન ને ઇરાન ઉજ્જડ
રડે ગળામાં લઇ ફાંસી
તવારીખનાં ચિન્હ ન કાંઇ
જાણે બધી મશ્કેરીએ
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ. ૫

દીઠાં અયોધ્યા બેટ દ્વારિકાં,
નાથ દ્વારને હરદ્વારી
ઘરને આંગણે સુરત દેખતાં
છાતી ધબકે છે મારી
ગુર્જર ગિરિ સૌરાષ્ટ હાલ શા ?
હાય ! કાળના કાળા કેર
દખ્ખણ દુઃખમાં દેખી શત્રુની
આંખ વિષે પણ આવે ફેર.
હજી જોવી શા બાકી નિશાની
રહી એ વિનાશ કેરી એ !

સગાં દીઠાં મેં શાહ આલમનાં.
ભીખ માગતાં શેરીએ. ૬

કોટિ ગણા તુંથી મોટા તે,
મોટા પડી ગયા વિસરાઇ
શી તારી સત્તા રે રાજા!
સિંહ સમીપ ચકલી તું ભાઇ?
રજકર તું હિમાલય પાસે
વાયુ વાય જરી જોર થકી
ઇશ્વર જાણે ઉડી જશે ક્યાં?
શોધ્યો મળવાનો ન કદી
શક્તિ વ્હેમ સત્તા પડછાયો,
હા! છાયા રૂપેરી એ.
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ ૭

દ્રવ્ય મટોડું હિમ્મત મમતા,
ડહાપણ કાદવનું ડોળું
માન–પાન પાણી પરપોટા
કુળ–અભિમાન કહું પોલું
આગળ પાછળ જોને રાજા!
સત્તાધિશ કે કોટિ પતિ.
રંક ગમે એવો દરદી પણ
મરશે નહિ તે તારી વતી

ભુલઇ જવું મરવે એ બહુ દુઃખ
સરજ્યું કાળ નમેરીયે
સગાં દીઠાં મેં શાહ આલમનાં.
ભીખ માગતાં શેરીએ. ૮

કુલીન કુળમાં કજાત પુત્રો
પ્રગટ દિસે આ દુનિયામાં.
બળિયા વંશજ જુઓ બાયલા
રોગી નિરોગી જગ્યામાં
સૃષ્ટિ નિયમ ફરતું ચક્કર એ
નીચેથી ઉપર ચઢતું
ચઢે તે થકી ભમણે વેગે
પૃથ્વી પર પટકઇ પડતું
શી કહું કાળ ! અજબ બલિહારી !
વિદુર સુખી તુજ લ્હેરીએ
સગાં દીઠાં મેં શાહ આલમનાં
ભીખ માગતાં શેરીએ. ૯

મલબારી.

---

# ૪૯

## ગાંધીજીની જયન્તી

આજ છે આજ છે આજ છે રે,
જોગીવરની જયન્તી આજ છે.
રાજ છે રાજ છે રાજ છે રે,
એનું હિન્દીને હૈયે રાજ છે.

ભારત જનનો પ્રાણ પ્રતિધ્વની,
હૈયે હિન્દ સમાજ છે રે—જોગી

એને રોમે રોમે રામ રમે
એને મુખડે ઇશ્વરનો અવાજ છે રે—જોગી

વણકર કૃષીકર અંત્યજ આત્મા,
દીલડે દુ:ખીઆની દાઝ છે રે—જોગી

હિન્દુ મુસલ્મીન ઐકય અમીધર,
આપણો એ મહારાજ છે રે—જોગી

સત્યયુગનો એ શુદ્ધ પ્રતિનિધિ,
તેત્રીશ કોટીનો તાજ છે રે—જોગી

વિઘ્ન તણું વન વહી રહ્યો જે,
નિર્ભય કેશરી રાજ છે રે—જોગી

સૃષ્ટિ તણો એ સાચો સહોદર,
સાત્વિક એના સાજ છે રે—જોગી

હિન્દ દેવીનો દૂત સમો એ,
એકજ ગરીબ નિવાજ છે રે—જોગી

ભવ અર્ણવના ભર તોફાને,
એને હાથે હિન્દ જહાજ છે રે—જોગી

એના હૈયામાં અનંત વિશ્વભર્યું,
એનું જીવવું જનને કાજ છે રે—જોગી

સુભટ, સુવીર, સુધીર, સુહૃદ,
એની હસ્તરેખામાં સ્વરાજ છે રે—જોગી

દુષ્ટ દુશાસન દરબારે,
એને હાથે પંચાળીની લાજ છે રે—જોગી.

---

## ૫૦

## જોગીડો

રાસ

**(ગોફ સાથે)**

જોગીડો જોને બ્હેની જગાડે;
ઉંડી અંતરની વેદના ભગાડે...જોગીડો૦

સાગરને તીર એણે યજ્ઞ મહા માંડયા
વૃત્તો ઉપાસનાથી ગાત્રો બધાં ગાળ્યાં
સ્વરાજ્યની ધુણી ધખાવે...જોગીડો૦

## સાખી

ભેળાં મળ્યાં આપણુ અહીં. કરવા વીર પૂજન:
સ્વરાજ્ય ઓજસ ઓપતાં, ભરતખંડ દિગન્ત.

વીરનો એ જન્મદીન દિલમાં બ્હેકાવતો,
વિધવિધ એ ચેતનાની જ્યોતિ જગાવતો,
પ્રગટાવે ઉર્મિઓ અનંત...જોગીડો૦

## સાખી

સૌ સંતોનો સંત મહા, વૈષ્ણવ જન કહેવાય;
પરહિત કાજે પ્રાણુની, આહુતિ દેવા ધાય.

હિન્દ તણી દાઝ જેના હેડે વસે છે,
મૂર્તિ મધુરી મારા મનમાં વસે છે.
ગુણુનો ભંડાર મહા સંત...જોગીડો૦

કૃષ્ણુપ્રસાદ ત્રિવેદી.

---

# ૫૧

## ધન્ય મારી ભારત ભુમિ રે.

અવનિ ઉછંગ માંહી ઓપતી રે,
ને કાંઇ સંત સુભટ કેરી માતરે.
—ધન્ય મારી ભારત ભૂમિ રે.

વિદ્યા કલાની રૂડી વાટિકાને
તારા, ગર્ભે રતન મણી જાતરે-ધન્ય

ચરણે મહાવીર ધુધવે ને,
શિરછતર હિમાલય પહાડ રે—ધન્ય
માથે મુકટ માયે ધર્યો રે,
કાશ્મીરી મહા મૂલ્યવાન રે—ધન્ય
હઇયે હીરાના હારલા રે,
વહે સિંધુ ગંગાનાં નીર રે—ધન્ય
ઉરે ભર્યાં સૂર દુધડાંરે,
તે ધાવે, શીખ રજપૂત રણધીર રે—ધન્ય
કેડે કટિબંધ મેખલા રે,
વિંધ્ય આબુ ગિરિ તણી હારરે—ધન્ય
જમણે ફરૂકે મારી માવડી રે,
તારો પાલવડો કચ્છ ગુજરાતરે—ધન્ય
ડાબી ભુજાએ ભોળી ભુંગળો ને,
ડંકે વાગે સુદેશ બંગાળ રે—ધન્ય
ભારત ભૂમિ રે મારી ભારત ભૂમિ,
તારી ઋદ્ધિ સિદ્ધનો નહિ પાર રે—ધન્ય

---

# ૫૨

## ભોળી ધોબન

(જઇ કહેજો જોગીડાને જઇને હો રાજ નો રાહ)

જાતાં સરિતાના તીરે હો બ્હેન
જોઇ ધોતાં એક ભોળી ધોબન
ધાર્યું વાતો કરી એનું ફેરવવું મન—જોઇ ધોતાં૦

ધોતી કાપડ વીદેશી એ હરખે ભરી
ગાન મીઠલડું સુણવા બેઠાં ઠરી
એવે દીઠા સ્વરાજ્ય કેરા સાધુઓ બહેન-જોઇ૦

દિવ્ય ઓજસે ભરેલ એનું મુખડું હતું
સ્તબ્ધ થાય કદી માનવી પાસે જતું.
જન્મ ભૂમિના ગાનથી ગજવતા ગગન-જોઇ૦

એના ગાનમાં સ્વદેશના મંત્રો હતા
એ મંત્રો ધોબનના હૃદયમાં જતા
ધોતી અટકીને જોયું તો લ્હોતી લોચન-જોઇ૦

નહિ કાપડ વિદેશી હું ધોઉં હવે
દેશ આખો બળે આ વિદેશી દેવે
દીન મોઢું કરીને એ ઉચરી વચન-જોઇ૦

ગઇ ગામમાં વસ્ત્રોની ગાંઠડી કરી
મળ્યા માનવી વિદેશીની હોળી કરી
આપી ગાંઠડીને બોલી 'સુધાર્યું જીવન'-જોઇ૦

વણ્યા પાંચ સાત દિનને પંદર પણ ખરે
ઘેર આવી ગ્રાહક સૌ ઉત્તરાણી કરે
'કરી હોળી એ વસ્ત્રોની' બોલી ધોબન-જોઇ૦

દેવા દામ ભોગી ધોબન કબુલ કરે
ગ્રાહકની આંખલડીથી અશ્રુ ઝરે
બોલ્યા 'ધન્ય છે ધોબન તે જગાડયાં ચેતન-જોઇ૦

પાઠ ઉતર્યો ગ્રાહકના હ્રદયમાં ખરો
હવે ભાઇ બ્હેન દેશીમાં મોજે ફરો
હજુ કંઇ કંઇ શીખવશે એ જગના મોહન-જોઇ૦

**મોહનલાલ પરીખ.**

---

# ૫૩

## આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

### રાસ.

( દાંડીઆ સાથે ઝીલવાનો )

પુનિત સન્તોના વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

મૈયા ભારતી સોહન્ત ( ૨ )
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

કુંજે વસન્ત કંઇક ગુંજે નવ પ્રેરણા
કોકિલા સુકંઠે ટહુકન્ત :
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

હૈડે રસચેતના જગાવે સ્નેહ જ્યોત શી!
પિંડે બ્રહ્માંડ પ્રગટન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

અંતરમહીં ભક્તિ જગન્નાથ જન્મ ભૂમિની
ઝગમગ કો ઓજસે લસન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

શોભન જગમોદને બતાવી જીવન-માધુરીઃ
હિન્દી નવકોડે લસન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

હિન્દુ મુસલમિન એક તાંતણે ગૂંથાઇને
એક તાન રાસ શો રચન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

યોગી, વિયોગી, રાગી, વિશ્વનાં વિરાગી સૌ
આત્મ તંત્ર વિકસે અનન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

એક અખંડ તેજ કિરણ એકમાંથી નિસર્યા;
પાછા પરમાત્મમાં શમન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

આત્મ કેરાં રાજ્ય નક્કી ટકી રહે ત્રિભુવને
જય હિન્દ! ગાજશે દિગન્તઃ
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

**મંજુલાલ મજમુદાર.**

# ૫૪

## આવ્યો જમાનો કર્મ યુગનો.

### રાસ.

( દાંડીયા સાથે ઝીલવાનો )

(પુનિત સન્તોના વૃન્દ એ રાહ)

કર્મે આશ સૌ ફલન્ત (૨)
આવ્યો જમાનો કર્મ યુગનો.

અંતરે ધખાઓ ધૂણી એક કર્મ દેવની
કર્મ એ છે કલ્પતરૂ વૃક્ષ આવ્યો.

કર્મ તણું ગુંજન કંઇ અર્પે નવીન પ્રેરણા
તન્મનાટ નૂતન કંઇ ભરન્ત— આવ્યો.

ઇચ્છા, વિચાર, કાર્ય એ ત્રણ તંતુની
કર્મ તણી દોરી ગુથન્ત આવ્યો.

ગીતા, પુરાણ, વેદ ઉપનિષદનો સાર એક
કર્મે સૌ વિશ્વે ચલન્ત આવ્યો.

કર્મ તણી ભાવના ભરી અખિલ વિશ્વમાં
પહોંચો જઇ ધ્યેયની સમક્ષ આવ્યો

વિનોદ વિહારી.

---

# ૫૫

## સન્તન ઘણું જીવો !

રાષ્ટ્ર-સત્ર ઉજવીએ
સન્તન !
ઘણું જીવો ! ઘણું જીવો !

જોશો ના સાધન અમ ઉણાં:
ભાવ ઉરના નીરખો ઉંડા
દાક્ષ અમારાં દઈએ—
સન્તન ! ઘણું જીવો ! ઘણું જીવો !

સ્વાર્થ હોમતાં ભભૂકે જ્વાળા:
રાષ્ટ્ર ભાવના દીએ ઉછાળા:
સહુ એક બનીને રહીએ—
સન્તન ! ઘણું જીવો ! ઘણું જીવો !

ગુજરાત ગરવાના જાયા:
લલિત લક્ષ્મીના લાડકવાયા:
ભગવી ઝોળી ફેરવીએ—
સન્તન ! ઘણું જીવો ! ઘણું જીવો !

આત્મ શુદ્ધિથી આત્મા કસીએ:
ગુલબદનની કુરબાની શીખીએ:
સિપાઇ થઇ સુલવીએ—
સન્તન ! ઘણું જીવો ! ઘણું જીવો !

હજી અધુરાં તપ હિન્દીનાં:
અનુષ્ઠાન કૈં કૈં કરવાનાં:
સ્વદેશી વ્રત આચરીએ—
સન્તન ! ઘણું જીવો ! ઘણું જીવો !
હજો ભદ્ર કલ્યાણ પનોતું:
અજય ચેતના મંગલવન્તું:
સ્વરાજ પર્વ ઉજવીએ—
સન્તન ! ઘણું જીવો ! ઘણું જીવો !

મંજુલાલ મજમુદાર.

---

## ૫૬

## સ્વરાજ્ય વેદી.

( 'પુનમ ચાંદની' નો રાહ. )

બ્હેનો આજે રચીએ સ્વરાજ્ય વેદી આપણે રે
નોતરીએ પુરોહિત ભૂમંડળના સંત— બ્હેનો૦

સાખી

ઘૃત સમીધીના આહુતી વેદીમાં હોમાય,
હોમી સઘળા સ્વાર્થને ત્યાગ-યુગ મંડાય.

જેથી લક્ષ્મીનો પણ ખોટો મોહ ત્યજાય—બ્હેનો૦
વાણીની શૂરવીરતા કર્મ તણી નહિ લેશ.
પાટા બાંધી ચક્ષુને બદલ્યો પુરો વેશ.

થઇને પરાવલંબી ઝૂઝયાં જોઇ વિદેશ--બ્હેનો૦

### સાખી

અંતરની શુદ્ધિ વિના બગડે કાર્ય અનેક
જીતી રાગદ્વેષને ચૂમીએ પાળી ટેક.

સંસ્કારી પૂર્વજનો જાળવીએ વિવેક—બ્હેનો૦

સીતા સાવિત્રી અને ગાર્ગી અરૂંધતી જોય,
દૃઢ સંકલ્પ સતત પ્રયત્ન વિમુખ બની નવ કોય.

ત્યારે શું આપણમાં સત્વ તેમનું ન્હોય—બ્હેનો૦

અર્ચવ કરીએ સંતનું કરીએ સુધારસ પાન.
જય જય હિન્દ ગજાવીએ ગૌરવવન્તાં ગાન.

પાઠવીએ જગને આ ઋષિવરના સંદેશ—બ્હેનો૦

મોહનલાલ પરીખ.

---

## ૫૭

## સ્વદેશી લીલા.

( દાણ લીલાનો રાહ )

એવો કોણ વસે છે દેશમાં રે ?
જેને શુભ જડે છે વીદેશમાં રે ?
મોહે એવાને પરવશ કીધા સાહેલી,
બુદ્ધિ હૃદયની કાળપ રે ૧

હીન ભાગી માને પરદેશીમાં રે;
નિજ નિર્બળતાને ઢાંકવા રે.
એના હૃદયે ભવિષ્યમાં થાશે સાહેલી
અપકીર્તિથી વેદના રે. ૨

દેખી અધમ દશા મહિલા તણી રે;
દેશભક્તો હૃદયથી રૂદન કરે રે
ક્યાં છે આર્યાવર્તની આર્યા સાહેલી
ધર્મની રક્ષક દેવીઓ રે ? ૩

માનચેસ્ટર ને જાપાનની રે;
સાડી ઓઢી રાજી થતી રે.
જોઇ હૃદય મૂકે નિઃશ્વાસ સાહેલી
ભવિષ્ય પ્રજાને શું સોંપશો રે ? ૪

શ્રમ લીધો ચિત્રો આલેખવા રે
ચિત્રલાં સમય પટે ઉપર રે ?
મહિલાઓ સાધી ગઇ કાર્યો સાહેલી
અદ્ભૂત જગ ઇતિહાસમાં રે. ૫

ગુજરાત તપસ્વિ ગાંધીજી રે,
અસહયોગના એ છે નાયક રે;
ગુજરાત કે'વાતી ગાંડી સાહેલી,
હિન્દને આજે દોરતી રે. ૬

હવે મોહ બધાએ ત્યજવો રે;
ધર્મ યુદ્ધમાં ખાદીને પહેરો રે
જગ જાણે નહિ કો 'હિન્દી' સાહેલી
વેચે છે દેશ વિદેશને રે.
ધર્મ .યુદ્ધમાં ખાદીનું ઉત્પન્ન રે: ૭
ખાદી ફેલાવવાના યત્નજ રે,
ધરી અંગે ખાદીનાં વસ્ત્રો સાહેલી;

દીપવીએ નિજ માતને રે
( સાધીએ હિન્દનું શ્રેયસ રે ) ૮
કદી મનથી આદરીએ યત્નજ રે:
ગુલામીનું કરીએ નિકંદન રે:
જાણે જગત્ પ્રજાઓ એવું સાહેલી,
હિન્દ અહિંસા શીખાવત રે,

**મોહનલાલ પરીખ.**

---

# ૫૮

( ધન્ય મારી ભારત ભૂમિરે–એરાહ )

અવનિ ઉદ્ધારવા અવતર્યારે પોરબંદર ગાંધી મહારાજરે
ધન્ય ધન્ય ગાંધી વીરા રે–

બાલ્યાવસ્થાથી સત્યનારે,
બન્યા સાચા શુરા મહા ભક્તરે–ધન્ય૦

ભક્તિ કરી માત તાતનીરે,
પરમાર્થી શીખ્યા બધી ટેવરે–ધન્ય૦

જ્યારે વીલાયત સંચર્યા રે,
વીર માતાએ બાધા દીધરે–ધન્ય૦

પરસ્ત્રીનો સંગ તમે છોડજો રે,
દારૂ માટી કરાવ્યા બંધ રે–ધન્ય૦

ભણી ગણીને દેશ આવીઆ રે,
પછી પહોંચ્યા આફ્રીકા દેશરે–ધન્ય૦

દેશી ભાઇઓના દેખી દુઃખડા રે,
ઝંપલાવ્યું છોડી ધન માલ રે—ધન્ય૦
બાર બાર વર્ષ દુ;ખ વેઠીયા રે,
જેલ યાત્રા કરી બહુવાર રે—ધન્ય૦
પત્થર ફોડયા નિજ હાથથી રે,
પાયખાના કર્યા વળી સાફ રે—ધન્ય૦
જીવલેણ હુમલો વેઠી લીધો રે,
અણસમજુ પઠાણનો ઘાવ રે—ધન્ય૦
હિંદુ મુસ્લીમ ઐક્ય સાધ રે,
ક્ષમા આપી પઠાણને સાવરે—ધન્ય૦
પત્થર જેવાને કર્યાં હીરલા રે,
નબળાને બનાવ્યા વીર રે—ધન્ય૦
ડંકો વગાડયો જગતમાં રે,
જીત પામ્યા સત્યાગ્રહી વીર રે—ધન્ય૦
ભરતી કરી ગુજરાતમાં રે,
દેવા બ્રીટીશ રાજને સહાય રે—ધન્ય૦
સત્યાગ્રહી ધ્વજ રોપીયો રે,
કેળવ્યાં છે ખેડાના લોક રે—ધન્ય૦
કાપ્યાં મજુરનાં દુઃખડાં રે,
ચંપારણમાં ફરી દીનરાત રે—ધન્ય૦
શ્રદ્ધા હતી સહકારમાં રે,
જાણે મળશે હીંદીને ન્યાય રે—ધન્ય૦

હીંદી પ્રજામત કોરે મુકી રે,
કર્યો રોલેટ એક્ટ પસાર રે–ધન્ય૦
ચેત્યા ગાંધીજી આસમે રે,
શરૂ કીધી મોટી ઝુંબેશ રે–ધન્ય૦
પકડયા પંજાબમાં પેસતા રે,
વીર ગાંધીને પલવલ ગામ રે–ધન્ય૦
સંયમ પ્રજામાં ન્હોતો પુરો રે,
તેથી હુલ્લડ થયાં ઠામ ઠામ રે–ધન્ય૦
દાબી દેવા બળ જોરથી રે,
ડાયરે તો ચલાવી તોપ રે–ધન્ય૦
જલીયાનવાલા બાગની રે,
કથા સાંભળતાં જ્વાળા થાય રે–ધન્ય૦
પંજાબ જુલમની સાથે ભળ્યો રે,
ખિલાફતનો મહા અન્યાય રે–ધન્ય૦
હિંદુ મુસ્લીમ ભાઇબંધો થયા રે,
ર્યો બ્રિટન સાથે અસહકાર રે–ધન્ય૦
દહાડે દહાડે જોર જામી ગયું રે,
આત્મ શુદ્ધિના યુદ્ધનું હિંદ રે–ધન્ય૦
લાલાજી દાસને નેહરૂ રે,
દેશપાડે પટેલ ભડવીર રે–ધન્ય૦
શાંતિના મંત્ર બધે પાઠવ્યો રે,
રેંટીયાનો કર્યો રણકાર રે–ધન્ય૦

પરદેશી વસ્ત્રના મોહથી રે,
છોડાવી પ્રજા ભલી ભાત રે–ધન્ય૦
અંત્યજનું દુઃખ મહા કાપીયું રે,
જાણે જાગ્યા મહેતા નરસીંહ રે–ધન્ય૦
રાષ્ટ્રીય જ્ઞાન રૂડું આપવા રે,
સ્થાપી ગુજરાત વિદ્યાપીઠ રે–ધન્ય૦
આવ્યા શાહજાદા હિંદમાં રે
બની નોકર શાહીના દાસ રે–ધન્ય૦
શાંતિનો મંત્ર પ્રજા ભૂલી ગઇ રે,
જ્યારે મુંબઇ પડી હડતાલ રે–ધન્ય૦
જાગ્યું તોફાન મારા મારી વધી રે
વીર ગાંધીની છાતી ચીરાય રે–ધન્ય૦
દેવી સરોજની સાથમાં રે,
ફર્યા આગેવાનો શાંતિ કાજ રે–ધન્ય૦
પુરૂં પ્રાયશ્ચિત માથે લીધું ને કરે,
ગાંધીજી ચાર ઉપવાસ રે–ધન્ય૦
ચોરી ચોરોએ ડાટ વાળીયો રે,
પ્રજા બની પાગલ હેવાન રે–ધન્ય૦
યુદ્ધનો માંડવો રોપ્યો હતો રે,
બારડોલી ગાંધી સરદાર રે–ધન્ય૦
ચોરી ચોરાના મહા પાપથી રે,
બારડોલી લડત કરી બંધ રે–ધન્ય૦

ફરી પ્રાયશ્ચિત આદર્યું રે,
કર્યા પુરાતે પાંચ ઉપવાસ રે–ધન્ય૦
શાંતિ પેગામ બધે મોકલ્યા રે,
ફરી સ્થાપ્યું શાંતિનું રાજ્ય રે–ધન્ય૦
યોદ્ધા પુર્યા છે બધા જેલમાં રે,
સરકારે દેખાડયું જોર રે–ધન્ય૦
ગાંધીજી એકલા છુટા હતા રે,
એને આપી છ વર્ષની જેલ રે–ધન્ય૦
હોંશે ગયા છે ગાંધી જેલમાં રે,
પૂન્યવંતી ભારત ભૂમિ કાજ રે–ધન્ય૦
હીંદી સંતાન હવે જાગજો રે,
ખરૂં ટાણું આવ્યું છે આજ રે–ધન્ય૦
પરદેશી વસ્ત્રને છોડજો રે,
ધરો ખાદીનાં સાદાં વસ્ત્ર રે–ધન્ય૦
પ્રીતેથી ફેરવો રેંટીઓ રે,
શાણી બહેનો તમારો ધર્મ રે–ધન્ય૦
કોટિ કોટિ હોજો વંદન રે,
પુજ્ય ગાંધી અમારા છત્ર રે–ધન્ય૦
માથે ચડાવશું ગાંધી આજ્ઞા રે,
લેવા સાચું ને શુદ્ધ સ્વરાજ રે–ધન્ય૦

———

# ૫૯

## એ જોગીરાજ.

( રાસ. )

જોયા જગત ઘૂમી એક જોગીરાજને,
ખૂલ્લા નિજ ભારતને ચોક: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને

જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને.

કરણે સુણ્યાતા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મ બોલ: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને

હૃદય પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપતા ત્રિખંડ રવિ તોલ: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને,

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને.

નિરખ્યા એ પરખ્યા મુજ દેશ જોગીરાજને
નયણે જેને વીજ—નૂર: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને.

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શા વિશુદ્ધ દયા–રે'મ: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને.

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને.

શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનક શા સંન્યાસ: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને

મર્ત્યપુરીના અમર એક જોગીરાજ એ,
સત્ય હરિશ્ચંદ્ર હીર: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને

જોયા બ્રહ્માંડ ઘુમી એક જોગીરાજને,
ખૂલ્લાં મનુમંદિરને ચોક: અલબેલડી !
જોયા જગત ઘુમી એક જોગીરાજને

---

# ૬૦

## ભારતની આરતી.

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ.
ગુણ તારા નિત્ય ગાઇ (૨) નમીએ ચરણ ચૂમી,
જય જય માતૃભૂમિ. ટેક

તુજ કિરિટ સ્વરૂપ નંદન વનરાજે, મા નંદન૦
ભાલ પ્રદેશે ત્હારા (૨) શીખ પ્રજા છાજે—જય જય.

ક્ષત્રિય વીરનો વાસ વિશાળ ઉર ક્ષેત્રે, મા વિશાળ૦
સદૈવ તારા કાજે (૨) પડતા રણક્ષેત્રે—જય જય.

તુજ કેશાવલિરૂપ, હિમગિરિ શોભે–મા હિમગિરિ૦
વિશ્વે અતિ વખણાઇ (૨) જગનાં મન લોભે--જય જય.

બેલડીએ તુજ માન, સિંધ બંગ તપતા–મા સિંધ૦
સાહિત્યે વિજ્ઞાને (૨) સહુ પહેલાં ધપતાં–જય જય.

કચ્છ ગુજરાત સુરાષ્ટ્ર, સત્વ રૂપ ત્હારાં મા સત્વ૦
ઉદ્યોગે વ્યાપારે (૨) સાંદર્યે સારાં–જય જય.

મહારાષ્ટ્ર, મદ્રાસ દંદ ઉદય ગામી–મા દંદ૦
સબળ શ્રેષ્ઠ બુદ્ધિયુત (૨) સ્થંભ જોડ જામી–જય જય.

હૈયે હાર સ્વરૂપ ગંગા ને યમુના–મા ગંગા૦
કટિ આભૂષણ જેવા, (૨) આબુ વિંધ્ય ભલા–જય જય.

અમાપ અવર્ણનીય તુજ ચરણો ધોતાં, મા તુજ૦
શુભ શિરછત્તર રૂપે (૨) ગિરિરાજો સ્હોતા–જય જય.

સુજલાં સુફલાં માત, સુધર્મની ધાત્રી,મા શુધર્મની૦
હજીએ તું એની એ (૨) છે જગને ખાત્રી-જય જય.

ગ્રહી પ્રતિજ્ઞા આજ તુજ મૂક્તિ માટે–મા તુજ૦
સ્વરાજ્ય યુદ્ધ ચઢશું (૨) સહુ શિરને સાટે–જય જય.

ભારત પુત્ર.





# જનસેવા
## એ
# સાચી પ્રભુ સેવા છે.

સેવાસંઘે આ મુદ્રાલેખ રાખ્યો છે. આ સંસ્થાની તમામ પ્રવૃત્તિઓનું આ હાર્દ છે. તેમાયે વિશેષ કરીને સુશ્રુષા વિભાગ અને પ્રસુતિ સાધન વિભાગ તો સ્પષ્ટપણે જન-સેવાનાં અતિ ઉપયોગી ખાસ અંગો છે. આ વિભાગમાં સાધનો રાખવામાં આવે છે. તેમાં ઉમેરો કરી બીજાઓને મદદ રૂપ થવું એ પ્રત્યેક સહૃદયી શ્રીમંત સજ્જનની ફરજ છે. તમે તમારો ફાળો આપશો?





# કપડવંજના યુવકો!

## તન્દુરસ્ત અને સશક્ત શરીર
## એ
## માણુસની અમૂલ્ય મુડી છે.

તમને ઘેર બેઠાં ગંગા મળે છે, પણ તિર્થસ્નાન કેમ કરી લેતા નથી? જીવન માર્ગે સંચરતાં કેટલાંએ વિપ્લવકારી વાવાઝોડામાંથી પસાર થવું પડે છે તથા અથાગ શ્રમવાળાં અસંખ્ય કાર્યો ઉકેલવાં પડે છે. તેને માટે તમારૂં શરીર લાયક છે એમ કહી શકશો? કપડવંજ સાર્વજનિક વ્યાયામ મંદિરમાં તમે નિયમિત જાઓ તો એક વર્ષમાં તમારી શારીરિક પ્રગતિ કેટલી થાય છે તે જોઇ શકશો. પ્રત્યેક યુવકને અમારી નમ્ર સલાહ છે કે તેણે વ્યાયામ મંદિરનો લાભ લેવો એ તેની પોતાની જાત પ્રત્યે પ્રથમ ફરજ છે. અમારી સલાહ નહિ માનો તો ગેરલાભ તમને પોતાનેજ છે. જરા વિચાર તો કરો! જીવન ભરમાં આ તક એકજ વખત ફક્ત યુવાવસ્થામાં પ્રાપ્ત થાય છે.

